૭૮૬



નામે નેકે રફતગાં ઝાએ મકુન.
તાળે માનદ નામે નેકત પાર કરાર.

# સયફુલ્લાહ.

મહાન ઇસ્લામી સિપહસાલાર હ૦ ખાલીદ બીન વલીદ રદી૦ નું જીવન વૃત્તાંત.

—પ્રગટ કરતા—


મોહમ્મદ શરીફ દાદુમીયા.
હે૦ શરીફ પ્રેસ, મુંબઇ નાં૦ ૩.

માહે મે. ઈ. સન ૧૯૩૦

આવૃતિ પહેલી.

કીમત ૮ આના.

૭૮૬



નામે નેકો રફતગાં ઝાએ મકુન.
તાબે માનદ નામે નેકદ બર કરાર.

# સયફુલ્લાહ.

મહાન ઇસ્લામી સિપહસાલાર હ૦ ખાલીદ બીન
વલીદ રદી૦ નું જીવન વૃત્તાંત.

—પ્રગટ કરતા—


મોહમ્મદ શરીફ દાદુમીયા.
ઠે૦ શરીફ પ્રેસ, મુંબઇ નાં. ૩.



માહે મે.　　　　　　ઇ. સન ૧૯૩૦

આવૃતિ પહેલી.

કીમત આના ૮

# પ્રસ્તાવના.



ખાલિદ (રદી૦)નું જીવન એટલે શૌર્ય, ધૈર્ય, સાહસ અને ટેકનો ઇતિહાસ, એ વૃતાંતને પાને પાને બહાદુરી, હિમ્મત વચનની પાબંદી અને અડગ આસ્થાના દાખલા વિખરાએલા પડયા છે. ઇસ્લામના આ મહાન સેનાધિપતિએ કદી સામા પક્ષની સંખ્યા કે શકિત સામે જોયું નથી. એની નજર હમેશાં પોતાના ધ્યેય તરફ રહેતી. જયાંસુધી પોતાના પક્ષનો હેતુ સીધો હતો ત્યાંસુધી સફળતા વીષે એણે શંકા કરીજ નહોતી. અને થતું પણ એમજ-જ્યાં જ્યાં ખાલિદ (રદી૦)ની તલવાર મ્યાન બહાર નિકળતી ત્યાં શત્રુદળના પગ ધ્રુજી જતા. જ્યાં જાય ત્યાં જીતેજ. એ વલીદના આ પરાક્રમી પુત્ર માટે સામાન્ય હતું. આટલી ખ્યાતિ છતાં ઇસ્લામના આ ફરઝંદે ગર્વ નહોતો કર્યો. પોતાની સેવાઓ માટે અભિમાન ખચિત હતું. સત્તાની આ પરિસીમાએ પહોંચ્યા છતાં પોતાના ઉપરીઓની આજ્ઞાઓનો અનાદર ન કર્યો. ઇસ્લામના હિત આગળ બીજી લાગણીઓને દાબી દીધી. આ આત્મત્યાગ બીજા વિજયોથી પણ ખરેખર વધી ગયો.

એ ભૂતકાળ કેટલો ભવ્ય હતો! આજે પણ એનુ સ્મરણ ઇતિહાસજ્ઞાનીઓ આગળ એ જુના જમાનાનું ચિત્ર ખડું કરી દીએ છે. ખાલિદ (રદી૦)નો સમય ભરતીનો સમય હતો. અરબ સૈન્યો ઇરાન અને રૂમ જેવી મહાન મદઘેલી શહેનશાહતો સામે અથડામણમાં આવ્યાં. જે સૈકાના જુના સામ્રાજ્યો પોતાના બળને અજય માની બેઠાં હતાં તે જોત જોતામાં હચમચી ગયાં અને ઇસ્લામની વિજય પતાકા ત્યાં ફરકવા લાગી. આ વિજેતા

લશ્કરોને મોખરે જે વીર વ્યક્તિ હતી તેજ હઝરત ખાલિદ બિન વલીદ કે જેમની જીંદગીનો અહેવાલ અમોએ ઉર્દુથી ગુજરાતીમાં તરજુમો કરાવી વિશેષ વિગતમાં આપવા નમ્ર પ્રયાસ કર્યો છે.

આ નરવીરની જીંદગીનો અહેવાલ આગળ લખાઇ ગયો હોય, પરંતુ "હર ગુલે રા રંગો બૂએ દીગરસ્ત" અર્થાત:– "દરેક પુષ્પ રંગ અને સુવાસ જુદી જુદી ધરાવે છે." ના અનુસાર આ પુસ્તકનો રંગ કઇ અનેરો છે.

ભાષાંતરમાં ખામીઓ હશે, છાપવામાં પણ ભુલો થઇ હશે પણ એ દરગુજર કરવા અમારી વિનંતિ છે. અમારો હેતુ ઇસ્લામના આ નર વીરનું જીવન વૃતાંત પ્રગટ કરવામાં એજ છે કે મુસલમાનો જુએ કે પોતાના વડવાઓ કેવા હતા. જે ગુણોને લઇને એમણે પોતાની જીંદગી શોભાવી એના વર્ણન ઉપર એટલા માટેજ ખાસ ભાર મુકવામાં આવ્યો છે. મુસલમાનોની પડતીના કારણોમાં મુખ્ય સર્વમાન્ય કારણ એજ બતાવવામાં આવે છે કે તેમણે પોતાના વડવાઓનો જીવનમાર્ગ તજી દીધો– ધીમે ધીમે માત્ર માન્યતાના મુસ્લિમો થઇ ગયા અને આખરે સાવ નામના મુસલમાન રહી ગયા. આ ન્હાનકડા પુસ્તકથી ઉપર બતાવેલ હેતુ થોડે અંશે પણ પાર પડે તો અમારી મેહનત સફળ થઈ માનશું.

ખાકસાર

**મોહમ્મદ શરીફ.**

بسم الله الرحمن الرحيم

# સયફુલ્લાહ.

( મહાન ઇસલામી સિપહસાલાર હઝરત ખાલિદ બિન વલીદ ( રદી૦ ) નું જીવન વૃત્તાંત. )

અય હમા દર પરદાહ નિહાં રાઝે તુ,
બે ખબર અનજાન—ઝે આગાઝે તુ.

## નામ, વંશ, જન્મ, જ્ઞાન, નીતિ અને રીતિ.

અરબજનો સામાન્ય કરીને **અદનાન** અને **કહતાન**ના વંશના છે. **અદનાન**ની વંશાવળી હઝરત ઇસમાઇલ ( અલ૦ ) સુધી પહોંચે છે. **અદનાન**ની નીચે અગ્યારમી પેઢીમાં ફિહર બિન માલિક મ્હોટા સત્તાશિલ હતા તેમનીજ અવલાદ છે, જે **કુરયશ**ના લકબથી મશહુર છે. કુરયશના વંશમાં દશ માણુસોએ પોતાની કુશાગ્ર બુધ્ધિના બળે બહુજ આબરૂ અને માનપદ મેળવ્યું. અને તેમનાજ સબબે દશ જુદા જુદા કબીલા બની ગયા જેમકે **હાશિમ, ઉમય્યા, નવફિલ, અબ્દુદ-દાર, અસદ, તયમ, મખઝુમ, અદી, જમહ અને સમહ**.

**હઝરત ખાલિદ** ( રદી૦ ) મખઝુમની અવલાદમાંથી છે. જેઓ **યકઝા**ના પુત્ર હતા. અને યકઝા પુત્ર હતા મુર્રાના, કે જેઓ રસુલુલ્લાહ ( સલ૦ ) ના વડીલોના વંશમાના છે. આથી હઝરત ખાલિદ ( રદી૦ ) ના સિલસિલએ નસબ ( વંશાવળી ) રસુલુંલ્લાહ ( સલ૦ ) થી આઠવી પેઢીમાં જઇને મળે છે અને અહિં પહોંચીને **હઝરત અબુબકર સીદીક** ( રદી૦ ) અને **હઝરત ઉમર ફારૂક** ( રદી૦ ) ની વંશાવળી **આં હઝરત** ( સલ૦ ) ની સાથે મળી જાય છે.

કુરયશ ખાનદાન કઅ'બાના મુજાવર પણ હતા એ માટે, દુન્યાવી માન ઇઝઝત અને સત્તાની સાથે ધાર્મીક મ્હોટાઇનો મુગટ પણ તેઓના

શિરને શોભાવી રહયો હતો લાગવગ અને સંબંધોની વિશાળતા તેમજ બહોળા કામકાજના કારણે એ લોકોના કરબારની જુદી જુદી શાખાઓ પયદા થઇ ગઇ હતી અને દરેક શાખાની વ્યવસ્થા અલગ અલગ હતી. દ્રષ્ટાંત રૂપે, ખાનએ કઅબાની દેખરેખ, હાજીઓની ખબરગીરી, કબીલાના આગેવાન શખ્શોની ચુંટણી, કેસોના ચુકાદા, કાર્યવાહક કમીટીની નીમણુંક લશકરની સરદારી વગેરે મુગીરા કે જેઓ હઝરત ખાલિદ (રદી૦) ના વડિલ પિતા હતા, ઘણાજ મશહુર બહાદુર અશ્વ–સવાર હતા. જેથી કરીને લોકો તેમને "સાહેબુલ અઇન્ના" ના લકબથી પોકાર્યા કરતા હતા અને અસવારોની સરદારી તેમને સોપેલી હતી. મુગીરાના પુત્ર વલીદ, કુરયશમાં સરળતા અને વિદ્વતા, બુધ્ધિ અને ચાતુર્ય, વિજ્ઞાનતા અને કુશાગ્રતા, ધન અને માનમાં પ્રખ્યાત હતા, એ કારણે તેમને "વહીદુલ–કવમ" કહેવામાં આવતુ હતું. અને સૌંદર્ય તેમજ સામાન્ય સદ ચારિત્રયના કારણે "રયહાનએ કુરયશ" કહેવાતા હતા. તેમના વેપાર અને માલની આ હાલત હતી કે સેંકડો બાગ અને હજારો ચોપગા દુધાળા અને ઘોડા મવજુદ હતા, કાપડથી લઇને જવાહીરો સુધ્ધા તેમના વેપારી સ્ટોરમાંથી દરેક વખતે મળી શકતા હતા. દરેક ઠેકાણે તેમના એજંટ મવજુદ રહેતા હતા. પરંતુ તેની સાથે સામાન્ય ધનીકો અને દુન્યા પુજકોની પેઠે ખુદાના આપકારી હતા. આં હઝરત (સલ૦) ની વિરૂધતામાં જેટલી અત્યાચારી અને દમનનીતીની યોજનાઓ ઘડાતી તે, સર્વ એમનાજ ભેજાનું પરિણામ હતું, જો કે તેમના મનમાં ઇસલામની સત્યતા વિષેની છાપ પડી ચુકી હતી, પરંતુ ધનનો મદ અને કુરયશના લીડર હોવાનો ગર્વ તેમને ઇસ્લામથી પાવન થવા દીધો નહિ. અંતે ખુદાના અપકાર અને સત્યની વિરૂધતાના સબબે જે હાલ થયા કરે છે, તેનાથી એઓ પણ બચી શકયા નહિ. એટલે તેમનું આખું કારખાનું બરબાદ થઇ ગયું અને સઘળી ઇઝઝત, તેમજ આબરૂ જતી રહી.

વલીદના સાત પુત્રો હતા. જેમાંતી આસ, કયસ અને અબ્દુશ્શમ્સ તો, પિતાના અનુકરણે કાફિરજ રહયા. પરંતુ વલીદ, હેશામ અને ખાલિદ ઇસ્લામ ધર્મની પવિત્રતાથી પાવન થઇને. તેની સશકિતના કારણ બન્યા. હઝરત ખાલિદ બીન વલીદના માતુશ્રીનુ નામ લુબાબા સુગરા બિન્તે હારિસુલ હિલાલિય હતું. જેઓ હઝરત અબ્બાસ (રદી૦)

ના ધર્મ પત્નિ ઉમ્મે ફઝલ લુબાબા કુબરા અને ઉમ્મુલ-મુમીનીન હ૦ મયમુન (રદી૦) ના બ્હેન હતા.

હઝરત ખાંલીદના જન્મ સન અને બચપણના સમયની માહીતી સંપુર્ણ મળી નથી અને તે કેવી રીતે મળી શકે છે. તે વેળા કોને ખબર હતી કે આ નવયુંવાન ભવીષ્યમાં સયફુલ્લાહના માન્ય લકબનો અધિકાર પદ ભોગવનારો છે ઘણું કરીને તેમનો જન્મ હિજરતના બાવીસ તેવીશ વર્ષ પહેલા થયો છે કેમકે તેમનું અવશાન સન ૨૧ હીજરીમાં થયું છે. અને તે વેળાં તેમનું વય ૪૦ ની કંઇક ઉપર હતું. બાળવયમાં તેમને કુરયશના દસ્તુર મુજબ રિવાજી કેળવણી પ્રત્યે દોરવામાં આવ્યા. પરંતુ તેમના સ્વભાવની ઢલાણ અશ્વ-સવારી પ્રત્યે વધું હતી. જેણે અંતે તેમને દુન્યાનો પ્રખ્યાત અને અજોડ જનરલ બનાવી દીધો, અને એનાજ પ્રતાપે તેઓ દરેક કાળ અને દરેક સ્થિતિમાં ઉંચ સ્થાન અને માનપદ ભોગવતા રહયા. ઈસ્લામ સ્વીકારવાની અગાઉ પણ અરબના સવારોનું અગ્રપદ હઝરત ખાલીદનેજ મળ્યું હતું અને મુસલમાન થવા પછી પણ આં હઝરત (વલ૦) એ તેમને એજ સેવા ઉપર નીમ્યા. ઇતિહાસ વેત્તાઓયે ખાલિદના ઇસ્લામ સ્વીકાર અગાઉના શૌર્યપુર્ણ બનાવોને ઘણા ઓછા વર્ણવ્યા છે. ઓહોદની લડાઇમાં મકકાના મુશરિકોને હઝરત ખાલિદના શૌર્ય અને કાર્ય યોજનાથી ફતહ મળી હતી.

આ લડાઇમાં કુરયશની સંખ્યા ૩૦૦૦ ની હતી, જેમાં બસો સવાર અને સાતસો બખતર ધારીઓ હતા. સીધી તરફના અફસર ખાલિદ બીન વલીદ અને ડાબી બાજુના અફસર ઇકરમા બીન અબી જહલ હતા, આ વેળા આ બંનેએ ઇસ્લામનો અંગીકાર કર્યો ન હતો. મુસલમાનો તરફના માત્ર સાતસો માણુસ હતા જેમાં સો બખતર ધારી અને માત્ર બસો જ સવાર હતા, મદીનાથી લગભગ ત્રણ માઇલ દુર એક પહાડ છે, જે ઓહોદના નામે ઓળખાય છે, તેની નીચે બને લશકરો હારબંધ ગોઠવાયા, આં હઝરત (સલ૦) અબ્દુલ્લાહ બીન ઝુબયરને પચાસ ધનુષ્યકારો-ની સાથે ફવજની પાછળ ગોઠવ્યા કે આ બાજુથી કાફીરો હુમલો કરવા ન પામે.

શનિવાર ૭ મી શવ્વાલે લડાઇ શરૂ થઇ. સર્વ કરતા પહેલા ઝુબ-

વરે પોતાના હાથ નીચેના સીપાહીઓને લઇ હુમલો કર્યો અને કુરયશના જમણી બાજુના લશકરને હાર આપી, એ પછી ધમસામની લડાઇ શુરૂ થઇ. હઝરત હમઝા, હઝરત અલી, અબુ દુજાના દુશમનના લશકરમા ઘસી ગયા અને તેમની હારો તોડી પાડી. પરંતુ વિજય પછી લોકો ગનીમતના માલ ઉપર તુટી પડયા પાછળની બાજુ ઉભેલા ધનુષ્યકારો સમજયા કે લડાઇ જીતી ગયા. જેથી કરીને તેઓ પણ ગનીમતનો ભાગ લેવામાં શામીલ થયા. તીર અન્દાજોનું હટવું હતુ કે ખાલીદે પાછળથી પુર બળે એકદમ ધસારો કરી હુમલો કરી દીધો. મુસલમાનોએ હથીયારો અલગ કરી દઇ ગનીમતના માલમા પડી ગયા હતા, જેથી કરીને ખાલીદના હુમલાને રોકી શકયા નહી અને મયદાન છોડીને નાસી છુટયા, આ લડાઇમાં આં હઝરત ( સલ૦ ) ના દાંત મુબારક શહીદ થયા અને પવિત્ર માંથા ઉપર પણ ઝખમ થયા.

---

## ઇસ્લામ સ્વીકાર અને સન હિજરી સાત.

આ લડાઇમાં સફળતા અને વિજય મેળવવા ઉપર ખાલિદને જોઇતુ તો એ હતું કે તે પોતાંની સુરવીરતા ઉપર ગર્વ કરતે અને વિરૂધતામાં પહેલા કરતા વધું ભાગ લેતે. પરંતુ થયું એથી ઉલટુ કે ખાલીદના હૃદયમાં ઇસ્લામની સત્યતાએ પોતાનું ઘર કરવા માંડયુ. જેના કારણે તેના અજ્ઞાનમય વિચારો મંદ પડવા લાગ્યા, અને હીદાયતના નુર પ્રત્યે તેમનો સ્વભાવ ઢળવા લાગ્યો "દરેક કામ વખતને આભારી છે." નો સોખંડી કાયદો પોતાની અસર દેખાડવા લાગ્યો. ઊમરતુલ કઝાના વખતે, વચન મુજબ ખાલીદે પણ મુશરીકોની સાથે મકકાની બાહીર નીકળી ગયા હતા. તેમના ભાઇ વલીદ બીન વલીદે જેઓ પ્રથમથીજ ઇસ્લામથી પાવન થઇ ચુકયા હતા જો કે તેમની ઘણી શોધ કરી, પરંતુ તેવો નહિ મળ્યા. અંતે તેઓ તેમના નામે એક પત્ર લખ્યો, જેમાં તેમને ઇસ્લામ અંગીકાર કરવાને લખ્યું હતું. ખાલીદ પર, જેમની તબીઅત પહેલાથીજ ઇસ્લામ પ્રત્યે ઢળી ચુકી હતી, આ પત્રે સોના ઉપર સુહાગાનું કામ કર્યું અને તેમણે થોડા અસીલ અને મુલ્યવાન ઘોડા આં હઝરત ( સલ૦ ) ની પવિત્ર સેવામાં નઝરાના ( ભેટ ) તરીકે રવાના કર્યા.

એક દિવસે કુરયશના ટોળામાં હઝરત ખાલિદ બિન વલીદ (રદી૦) એ બયાન કર્યું કે દરેક બુધ્ધિવાન અને સમજદાર ઉપર આ વાત સુર્યના પ્રકાશ સમાન જાહિર છે કે આં હઝરત (સલ૦) નતો, જાદુગર છે અને ન અસત્યવેત્તા છે, બલ્કે રબ્બુલ આલમીનના રસુલ છે. માટે દરેક બુધ્ધિવતને માટે અનિવાર્ય છે કે તેમને પગલે ચાલે. ઇકરમા બિન અબી જહલ, ખાલિદની આ વાતો સાંભળી ગભરાયો અને કહેવા લાગ્યો; હે ખાલિદ! તું અધર્મી બની ગયો છે. ખાલિદે કહ્યું કે; હું અધર્મી તો નથી થયો, બલ્કે ઇસ્લામ કબુલ કરીને ધર્મિષ્ઠ બની ગયો છું. અબુ સુફયાને જે મક્કાનો રઇસ હતો—જ્યારે આ વાત સાંભળી તો, ખાલિદ અને ઇકરમાને બોલાવ્યા અને કહ્યું કે મ્હેં સાંભળ્યું છે કે તુ ઇસ્લામ ધર્મ સ્વીકારી લીધો છે. અને મુહમ્મદને મદદ મોકલે છે. ખાલિદે કહયું કે જો મ્હેં એમ કર્યું છે તો, મ્હને તેમનાથી ખાનદાની રીસતો છે. આ સાંભળીને અબુ સુફયાને, ખાલિદ ઉપર કત્લ કરવાના ઇરાદે ધસ્યો પરંતુ, ઇકરમા વચમાં આવી ગયો અને ધમકાવીને કહયું કે હે અબુ સુફયાન! ખબરદાર! ત્હારી જગ્યા ઉપરજ રહેજે. ખુદાના સમ, મ્હને બીક છે કે ત્હારી આ હરકતથી મ્હને ગુસ્સો આવી જાય અને હું પણ ખાલિદના ધર્મને સ્વીકારી લઉં. શું તમે ખાલિદને આ વાત માટે કત્લ કરો છો કે તેણે પોતાના મત મુજબ કામ કર્યું છે, જો કે કુરયશ પોત પોતાના મત માટે સ્વતંત્ર છે. કોઇના બધન કર્તા કે કયદી નથી. એવીજ રીતે ખાલિદ પણ પોતે સ્વતંત્ર છે. વલ્લાહ, મ્હને ભય છે કે, આ વર્ષ વીતવા પણ પામશે નહિ કે સઘળા મક્કાવાસીઓ તેનુ અનુકરણ કરશે. ઇકરમાની આ ક્રોધિત પરંતું જાદુ ભરી પક્ષ કરતી તકરીરે અબુ સુફયાનને ઠંડો કરી દીધો અને વાત હતી ન હતી કરી દીધી. એ પછી ખાલિદે નિભંય અને નિડરપણે ઇસ્લામની સત્યતા ઉપર ભાષણ કરવાનું શુરૂ કરી દીધું. કોઇની હિમ્મત નહિ પડી કે આ સત્ય ઘેલા સિંહને ટોકે કે રોકે. જ્યારે ખાલિદે પોતાના ઉપદેશ અને નસીહતોને મુશરિકોમાં નિરથક જોયું ત્યારે, પોતાના મિત્ર ઉસમાન બિન તલહા અબ્દરીને સાથે લઇને મદીના રવાના થયા. માર્ગમાં અમર બિન આસ, ખાલિદનો પુરાણો મિત્ર મળ્યો, જે ઇસ્લામના આકર્ષણથી ખેંચાઇને, ઇસ્લામથી પાવન થવાને મદીને જઇ રહયો હતો. જ્યારે આ ત્રણે શખ્સ મદીને પહોંચ્યા તો, આં હઝરત (સલ૦) તેમના

આવવાથી ઘણા ખુશ થયા અને ફરમાવ્યા કે મકકાયે પોતાના જીગરના કટકા અમારે ત્યાં મોકલી દીધા છે. પરંતુ આ બધામાં, આપને ખાલિદ બિન વલીદ (રદી૦) ને જોઇ, ઘણા ખુશ થયા. કેમકે આપ ફરમાવ્યા કરતા હતા કે જો ખાલિદ ઇસ્લામ સ્વીકારી, પોતાની શુરવીરતા અને બહાદુરી, ઇસ્લામને સબળ બનાવવા માટે ખર્ચ કરે તો સારૂં થાય, અને થયું પણ એમજ કે તેઓ ઇસ્લામથી પાવન થયા અને તેમનાથી ઇસ્લામને સશકિત પણ પ્રાપ્ત થઇ.

હઝરત ખાલિદ (રદી૦) જ્યારે મદીના પહોંચ્યા, અને વસ્ત્રો બદલ્યા પછી આં હઝરતની ખિદમતમાં હાઝિર થયા. અને સલામ કર્યા પછી મ્હોટા સાદે બોલ્યાઃ-

**અશહદો અંલ્લાઇલાહા ઇલ્લલ્લાહો વ અન્નકા રસુલુલ્લાહે.**

અર્થાંતઃ-હું સાક્ષી પુરૂં છું કે અલ્લાહના સિવાય કોઇ પૂજ્યપાદ નથી અને આપ તેના રસુલ છો."

આં હઝરત (સલ૦) એ ફરમાવ્યુંઃ-

**અલ્હમ્દો લિલ્લાહિલ્લઝી હદાકા લિલ-ઇસ્લામે.**

અર્થાંતઃ-"દરેક જાતની હમ્દ (તઅરીફ) તે ખુદાનેજ પાત્ર છે, જેણે તમને ઇસ્લામની હિદાયત આપી." અને પછી ફરમાવ્યાઃ "મ્હને આશા હતી કે તમે ઇસ્લામથી પાવન થશો. કેમકે તમે બુધ્ધિ-અલંકારોથી સુસજ્જ છો." ખાલિદ (રદી૦) એ અર્ઝ કરી કેઃ "મ્હેં જનાબની ઘણી વિરૂધતા કરી છે. દુઆ ફરમાવો કે મ્હારા પાછલા પાપોમાંથી મ્હને મુકિત મળે." આં હઝરત (સલ૦) એ દુઆ કીધી, આ બનાવ સન ૭ હિજરીનો છે.

---

# સિપહસાલારી અને વિજ્ય માળાઓ.

## મુત'હની લડાઇ.

હઝરત ખાલિદ (રદી૦) ને ઇસ્લામ અંગીકાર કરવાને હજી બે માસ પણ પુરા ન થયા હતા કે ઇસ્લામી લશકરને **મુત'હ** જવું પડયું, જ્યાંના હાકિમ **શુરહબીલ**-જે કયસરે રૂમના તરફથી રાજ્યધિકારી હતો-આં હઝરત (સલ૦) ના એલચી **હારિસ બિન ઉમૈરને** મારી નાંખ્યો હતો. કેમકે

**એલચીની** કત્લ કોઇ કાનુંન **અને ધર્મમાં** જાઇઝ **નથી અને** આ બનાવ બનવાના કારણે **હવે પછીની** રાજ્ય વ્યવસ્થામાં ખલલ પાડવાનો ભય હતો, એ માટે આં હઝરત (સલ૦) એ ત્રણ હઝાર સહાબાની ફૌજ, **ઝયદ બિન હારિસાની** સરદારી હેઠળ "મુત'હ" રવાના કરી અને ફરમાવ્યુ કે: જો **ઝયદ** શહીદ થઇ જાય તો, લશકરના સરદાર **જઅફર બિન અબી તાલિબ** થાય અને જો **જઅફર** પણ શહીદ થઇ જાય તો, લશકરના અફસર **અબ્દુલ્લાહ બિન રવાહા** થાય અને જો તેઓ પણ શહીદ થઇ જાય તો, પછી જેને મુસલમાનો પસંદ કરે, તેને અમીરે લશકર બનાવી લે.

જ્યારે મુસલમાનોનુ વિજેતા લશકર મુત'હ પહોંચ્યું અને લડાઇ શુરૂઅ થઇ તો, **ઝયદ બિન હારિસાએ** લશકરને હારબંધ ગોઠવ્યું. પછી મયદાનમાં નીકળયા અને શુરવીરતા તેમજ અશ્વસવારીની કળાની સાથે મોખરે રહી ઉપરા સાપરી હુમલા કરવા લાગ્યા. પરંતુ ઇસાઇ લશકરની સુશિક્ષના અને ધનુષ્ય-વિદ્યાયે તેમને કોઇ ફાયદો ઉપાડવા દીધો નહિ અને ઝખ્મોથી ઝયદ (રદી૦) નું શરીર ચાળણી બની ગયું. બેભાન થઇને ઘોડા ઉપર તુટી પડયા અને તેની સાથેજ જન્નત તરફ પ્રયાણ કરી ગયા. તેમના પછી **જઅફર બિન અબી તાલિબે** ફવજની કમાન હાથમાં લીધી અને પોતાની યુદ્ધ કળા તેમજ બહાદુરીથી ઇસાઇયોને છકક કરી દીધા. પરંતુ અંતે તેઓ પણ શહીદ થઇ ગયા. કહેવાય છે કે તેમની લાશ ઉપર પચાસ ઝખ્મ ગણ્વામાં આવ્યા હતા. **અબ્દુલ્લાહ બિન રવાહાયે** જ્યારે જઅફર (રદી૦) ની શહાદતની ખબર સાંભળી તો, તે વેળા તેઓ જમવા બેઠા હતા અને મ્હોંડામાં લુકમો મુકયો હતો કે, આ ખબર સાંભળવાના સાથેજ તેને મોઢાંમાંથી કાઢીને તરતજ ફેંકી દીધો અને ઝપટથી ઘોડા ઉપર સવાર થઇ, અલમ (ધ્વજો) હાથમાં લઇ, દુશમનના લશકર ઉપર હુમલો કરી દીધો અનેક બહાદુરોને તલવારનું પાણી દેખાડી, અંતે પોતે પણ શહીદ થઇ ગયા. તેમની શહાદત પછી **સાબિત અ-સારીએ** તરતજ ધ્વજા ઉપાડી લીધી અને પોતાના બહાદુરી ભર્યા હુમલાથી દુશમનોને આગળ વધવા દીધા નહિ. મુંસલમાનોને સંબોધીને બોલ્યા કે: જલદીથી તમારો અમીર ચુંટી કાઢો. લોકોયે હઝરત ખાલિદ બિન વલીદ (રદી૦) ને કે જેમની બહાદુરીનો સિક્કો હૃદયો ઉપર બેસી ગયો હતો. પોતાના અમીર તરીકે ચુંટી લીધા. તેમણે પ્રથમે તો, ઇનકાર કર્યો. પછી બધાના કહેવાથી

ખુદાનુ નામ લઇને અલમ હાથમાં લઇ લીધો. આ તેમની સર્વ કરતાં પહેલીજ ઇસ્લામી અફસરી હતી અને આ અફસરી એવા કઠીન અને મુશ્કિલ પ્રસંગે મળી હતી કે જ્યારે થોડા ઇસ્લામી સરદારોની ઉપરા સાપરી શહાદત અને ઇસાઇયોની અડગતા, અચળતાથી મુસલમાનો હિમ્મત હારી જવાની અણી ઉપર હતા.

હે ખુદા ! આજે પણ કોઇ ખાલિદને પયદા કર કે મુસલમાનોના આ કઠિન અને મુશ્કિલ સમયમાં કે જ્યારે તેઓ ચારે તરફથી દુશમનોના ઘેરામાં ફસાઇ ગયા છે, સરદારી હાથમાં લઇને, એમનું બુરૂં ચાહનારાઓથી દેશ અને કવમને બચાવે. આમીન સુમ્મા આમીન.

મુસલમાનો હિમ્મત હારી ગયા હતા અને નઝદીક હતું કે ભાગી નીકળે. પરંતુ ખાલિદની જોશીલી તકરીરે-ભાષણો મયદાનમાંથી તેમના પગ ડગમગવા દીધા નહિ. બધાયે મળીને એક સામટો હુમલો કરી દીધો અને બહુ ધમસાણની લડાઇ થઇ. હઝરત ખાલિદ (રદી૦) પોતાની ફવજને સંભાળતા, દુશમનોને સંહારતા, સિંહની પેઠે ત્રાડ પાડી, જે તરફ હુમલો કરતા હતા, હારોની હારો ઉલટાવી દેતા હતા. ઇસાઇયોએ ઘણીજ મક્કમતાથી મુકાબિલો કર્યો અને બહાદુરીની સાથે લડયા પરંતુ, હઝરત **ખાલિદ બિન વલીદ** (રદી૦) ની બહાદુરી અને શૌર્યતાનો સામનો કરી શકયા નહિ અને તેમની કવાયદ કઇ પણ કામ લાગી નહિ કહેવાય છે કે તે દિને **હઝરત ખાલિદ**ના હાથમાં નવ તલવારો તુટી હતી.

બીજા દિવસે હઝરત ખાલિદ (રદી૦) પોતાના લશકરને ચોકોણાકારમાં ઉભું કર્યું કે, જે આજકાલ એક જંગી અથવા લડાયક કાનુન કહેવાય છે. જ્યારે લડાઇ શુરૂઅ થઇ ત્યારે, શત્રુ દળે અનેક વખત આ અડગ સૈનીક કિલ્લાને વીખેરવાની કોશિશ કરી પરંતુ તે મ્હોટા નુકસાન સાથે પાછળજ હઠતા રહયા. જ્યારે હઝરત ખાલિદ (રદી૦) એ જોયું કે હવે દુશમન ઉપરા સાપરી હુમલાથી થાકી ગયા છે ત્યારે, એક સામટો એવો વેગપુર્વક ભેગા બળે હુમલો કર્યો કે દુશમનોના પગ ઉખડી ગયા, અને મુસલમાનોએ દુર સુધી તેમનો પીછો કર્યો.

# "સયફુલ્લાહ" નો માન્ય લકબ.

લડાઈના પ્રસંગે આં હઝરત (સલ૦) મસ્જીદે નબવીમાં બિરાજેલા હતા કે એકાએક આપે ફરમાવ્યું: ઝયદ શહીદ થઇ ગયા. અને પછી જઅફર અને અબદુલ્લાહની શહાદતની ખબર આપી. એ પછી આપ ફરમાવ્યા કે હવે લશકરની અફસરી **અલ્લાહની એક તલવારે** હાથમાં લીધી છે. અને તેનાજ હાથ ઉપર અલ્લાહે મુસલમાનોને ફતેહ આપી છે.

---

# કાફિરોનું વચન ભંગ અને મકકાની ફતેહ.

મકકા ફતેહ કરવાની શરૂઆત એમ થઇ કે **હુદયબીયા**માં જે સુલેહ થઇ હતી, તેમાં એક શર્ત આ પણ હતી કે: અરબ કબીલાઓમાં જે ઇચ્છે તે, કુરયશનો સાથ આપે, અને જે ચાહે તે, ઇસ્લામના શાંત છાંયડામાં આવી શકે. એ ઉપરથી **ખુઝાઆ** નામક કબીલાએ આં હઝરત (સલ૦) નો, અને **બનુ બકર**ના ખાનદાને કુરયશનો સાથ આપ્યો આ બન્ને કબીલાઓમાં લાંબા કાળથી શત્રુવટ હતી અને ઘણી લડાઇયો થઇ ચુકી હતી. લડાઇનો સિલસિલો ચાલુ હતો કે હુદયબીયાની સુલહ સ્થાપિત થઇ. અને ઉકત શર્તને અંગે બન્ને કબીલાએ લડાઇ બંધ કરી. પરંતુ થોડાજ દિન બાદ બનુ બકરે વચન ભંગ કર્યું અને કુરયશે તેમની મદદ કરી. અહિં સુધી કે ખુઝાઆએ હરમમાં જઇને રક્ષણ મેળવ્યું, પરંતુ ત્યાં પણ તેમને રક્ષણ મળ્યું નહિ. ખુઝાઆયે જઇને આં હઝરત (સલ૦) ની પાસે ફરીયાદ કરી અબુ સુફયાનને જ્યારે ખબર પડી તો, તે એના બંદોબસ્તના માટે મદીનએ મુનવ્વરા પહોંચ્યો. અને આં હઝરત (સલ૦) ની સેવામાં હાઝર થઇને, કુરયશની તરફથી સુલહની નવી યોજના રજુ કરી. આં હઝરત (સલ૦) એ કંઇ જવાબ દીધો નહિ. તેઓ ઉઠીને હઝરત અબુબકર (રદી૦) અને તે પછી હઝરત ઉમર (રદી૦) ની પાસે ગયા અને કહયું કે: આ મામલાને પટાવી દો. પરંતુ હઝરત ઉમર (રદી૦) એ સખતીની સાથે જવાબ આપ્યો જેથી તેઓ બિલકુલ નિરાશ થઇને મકકા પાછા ચાલ્યા ગયા.

આં હઝરત (સલ૦) એ મકકાની તઇયારીઓ આરંભી દીધી. અને સન ૮ હીજરીના રમઝાન માસમાં દસ હઝાર માણસોની સાથે મદીનએ

મુનવ્વરાથી નીકળ્યા. મર્રઝહેરાન નામક સ્થાને આવ્યા તો, હઝરત અબ્બાસ, આં હઝરત (સલ૦) ના ખચ્ચર ઉપર સવાર થઇને મક્કાની તરફ ચાલ્યા. માર્ગમાં અબુ સુફયાન જે સ્થિતિ જાણવા માટે મક્કાથી નીકળ્યા હતા. તે હઝરત અબ્બાસને મળ્યા ત્યારે હઝરત અબ્બાસે તેને કહ્યું કે: "આવ, હું ત્હને રસુલુલ્લાહ (સલ૦) પાસેથી અમાન અપાવી દઉં, નહિં તો, આજે તારી ખયર નથી." અબુ સુફયાને ગનીમત સમજ્યુ અને હઝરત અબ્બાસની સાથે થઇ ગયા. અને રસુલુલ્લાહ (સલ૦) ની સેવામાં હાઝર થઇને, ઇસ્લામથી પાવન થઇ ગયા. ત્યારે હઝરત અબ્બાસ (રદી૦) એ ઇસ્લામી લશકરની શાનો શવકત દેખાડવા માટે એક ઉંચી જગ્યા ઉપર લઇ જઇને ઉભા કરી દીધા. સર્વ કરતાં પહેલાં ઇસ્લામી લશ્કરના (હરાવલ) આગળ ચાલતા લશકરના અફસર હઝરત **ખાલિદ** (રદી૦) બની સલીમના એક હઝાર સવારોને લઇને ગુઝર્યા અને બધાએ મળીને **અલ્લાહો અકબર**ના ત્રણ અવાઝો કર્યા, જેનાથી આખુ રણ ગુંજી ગયું. અબુ સુફયાનનુ હૃદય આ અવાઝ સાંભળીને કંપી ઉઠયું. એ પછી બીજી ફવજો ગુઝરી. મક્કાની નઝદીક પહોંચીને આં હઝરત (સલ૦) એ લશકરના ત્રણ ભાગ કર્યા. એક ભાગ **ઝુબયર બિન અવામ**ની સરદારી હેઠળ આપીને, હુકમ કર્યો કે ઉપરના માર્ગે થઇને, હજુનમાં તંબુ નાંખો. અને બીજા ભાગનો **અબુ ઉબયદાહ બિન જર્રાહ**ને સરદાર બનાવીને કુરયશના શાંતવન માટે રવાના કર્યા. ત્રીજો ભાગ હઝરત ખાલિદ (રદી૦) ની આગેવાની હેઠળ આપીને ફરમાવ્યું કે ડાબી બાજુના માર્ગથી થઇને છેવટની છેલ્લી વસ્તીમાં મુહમ્મદી ધ્વજા ફરકાવી દો અને એની સાથે દરેકને લડાઇમાં પહેલ નહિ કરવાની સખત તાકીદ કરી.

દરેક સરદાર પોત પોતાની ડયુટી ઉપર રવાના થયા પરંતુ હઝરત ખાલિદ સર્વ કરતાં આગળ વધી ગયા. મુશ્રિકોને સર્વથી વધારે તેમનોજ ભય હતો. એ માટે પોતાનુ સઘળું બળ તેમના મુકાબલામાં ખર્ચ કર્યું અને કુરયશના સરદારો જેમકે સફવાન બિન ઉમય્યા, ઇકરમા બિન અબિ જહલ વગેરેએ બીજા કબીલાઓની મદદથી જાન તોડીને મુકાબલો કર્યો અને બહાદુરી સાથે લડયા પરંતુ, હઝરત ખાલિદ (રદી૦) ના મુકાબલાની સ્હામે ટકીશકયા નહિ અને હઝરત ખાલિદ તેમને મસ્જીદે હરામ

સુધી દબાવતા ચાલ્યા ગયા. અંતે મુશરિકો ન્હાસી છુટયા અને હઝરત ખાલિદ (રદી૦) ને ફતહ નસીબ થઇ.

આં હઝરત (સલ૦) ઘણાજ નમ્ર હૃદયી અને દયાળુ હતા તેથી ખુનરેઝી તથા કાપકાપી પસંદ નહિ કરતા હતા. એ માટે આપ (સલ૦) એ એક માણસની ઝબાની ખાલિદને કહેવડાવી મોકલ્યું કે:

**ઇર્ફાઅ અનહોમુસ્સયફ.**

અર્થાત: "હવે તેમને કત્લ નહિ કરો." પરંતુ કહેવાવાળાયે ભુલથી:

**દઅ ફી હેમુસ્સયફ.**

અર્થાતઃ "કત્લ ચાલુ રાખો." જેના આધારે ૭૦ માણુસ મકકાના મુશરીકોના કત્લ થઇ ગયા અને આં હઝરત (સલ૦) એ જે ઉહદની લડાઇમાં હમઝા (રદી૦) ના શહીદ થવાપર ફરમાવ્યા હતા કે તેમના બદલામાં ૭૦ મુશરિકોના શખ્સોને કત્લ કરીશ. હઝરત ખાલિદ (રદી૦) ની તલવારે તેને સત્ય કરી દેખાડયું. કેટલાક લોકો કહે છે કે એનાથી ખાલિદની નાફરમાની સાબિત થાય છે. કેમકે આં હઝરત (સલ૦) નો મનાઇ હુકમ છતાં, તેમણે મુશરિકોના ૭૦ જણોને કત્લ કરી દીધા. પરંતુ આ તેમની કુબુધ્ધી છે. કેમકે પ્રથમ તો, સંદેશોજ તેમને ઉલટો મળ્યો હતો. અને જો માની લેવામાં આવે તો, આં હઝરત (સલ૦) નુ તે બદલ કંઇ પણ નહિ કહેવુ. ખાલિદ (રદી૦) ના બચાવ અને મુકિત માટે પુરતો સુબુત છે

મકકાની ફતહ પછી હઝરત ખાલિદ (રદી૦) ને **ઉઝઝા** નામક બુતની મુર્તિને તોડી નાખી, નાબુદ કરવાને માટે **નખલાની** તરફ રવાના કરવામાં આવ્યા. જે મુર્તિને હઝરત ખાલિદ (રદી૦) એ તોડી ફોડી હતી ન હતી કરી દીધું.

---

## બની જઝીમાનું કત્લ.

ફતહ મકકા પછી આં હઝરત (સલ૦) એ ખાલિદ (રદી૦) ને સાતસો સવાર આપી, બની જઝીમાની સમજાવટ અને ચેતવણી માટે **અબરક** સ્થાને રવાના કર્યા. આ કવમ ઇસ્લામની વિરૂધતા માટે મશહુર હતી અને એ માટે આં હઝરત (સલ૦) એ તેમની તરફ ખાલિદ (રદી૦)

ને રવાના કર્યા હતા. હઝરત ખાલિદે રહવારમાં તેમને પકડી પાડયા. તેઓ હથયાર બાંધી લડવા માટે તઇયાર થઇ ગયા. વાકિદી લખે છે કે જ્યારે તે લોકોએ હઝરત ખાલિદ (રદી૦) ને જોયા તો, રક્ષણ લેવા માટે પર્વત ઉપર ચઢી ગયા. ખાલિદે તેમને ધર્મ વીષે સવાલ કર્યો. તેમણે જવાબ દીધો કે અમે મુસલમાન છીએ અને આજે રાત્રે અમે ઇસ્લામ સ્વીકાર્યો છે. ખાલિદે કહ્યું: જો તમે મુસલમાન છો તો, હથયાર નાખી દો. તેમણે તેમ કર્યું. આ ઉપરથી ખાલિદે તેમના કત્લનો હુકમ આપી દીધો, જેથી તે બધાઓને કત્લ કરી દેવામાં આવ્યા. જ્યારે આં હઝરત (સલ૦) એ આ ખબર સાંભળી તો, આપને સખ્તાઘાત થયો અને ખાલિદ (રદી૦) ને ભારે ઠપકો આપ્યો. હઝરત ખાલિદ (રદી૦) એ અર્જ કરી કે: મેં તેમને આ આયત પ્રમાણે કત્લ કર્યા છે:

**કાતેલુ હુમ યુઅઝઝેબોહોમુલ્લાહો બેઅયદીહીમ વ યુખઝેહિમવ યનસુરકુમ અલયહિમ વ યશફે સોદુરા કવમિમ મો-મેનીન.**

**અર્થાત:** "તેમનાથી લડો અલ્લાહ, તેમને અઝાબ કરશે અને રૂસવા કરશે અને તમને તેઓ ઉપર ફતહ આપશે. અને મોમિનીનના દિલોને શાંતતા અને સંતુષ્ઠતા આપશે." અને ખુદાએ તઆલા જાણે છે કે હું બેશક, મોમિનીનોમાંનો છું. અને આ કવમે મ્હારાથી દગો રમયો હતો. માટે ખુદાએ તઆલાએ તેમના તરફથી મ્હારા હૃદયને નિર્ભય અને સંતોષિત બનાવ્યો.

કેટલાક ઇતિહાસકારો લખે છે કે. જ્યારે હઝરત ખાલિદ (રદી૦) એ તેમને ઇસ્લામની દઅવત આપી તો, તેમણે સ્પષ્ટ કહી દીધું કે: **સબાના: સબાના:** જેનો સામાન્ય અર્થ આ થાય છે કે અમે સાબી એટલે અધર્મી બની ગયા છીએ અથવા અમે ધર્મ બદલી લીધો છે. એ માટે હઝરત ખાલિદે તેમને કત્લ કરી દીધા અને કેટલાકોને કયદ કરી લીધા. કેટલાકો કહે છે કે: **સબાનાથી** તેમનો હેતુ **"અસલમના"** હતો, કેમકે અરબના મુશરિકો કટાક્ષ રૂપે મુસલમાનોને સાબી પણ કહયા કરતા હતા. જો કંઇ હોય, પરંતુ જો હઝરત ખાલિદથી ભૂલ પણ થઇ હોય તો, તે સુનિષ્ઠામય હતી, જે માટે તેઓ પકડને પાત્ર નથી.

## હોનયનની લડાઇ.

મક્કાની ફતહ પછીજ હવા ઇસ્લામની તરક્કી ને દુશ્મનીની નઝરથી ઝનતું યુધ્ધ થયું. જે ગઝવએ હોનયનના નામથી પ્રખ્યાત છે. હોનયન, અર્ફાતના પર્વત પાછળ એક ખીણનુ નામ છે, જે મક્કાથી દસ માઇલ છે અને હવા ઝન અરબના એક પ્રખ્યાત અને માનનીય કબીલો હતો. આ લોક આરંભથીજ જોતા આવતા હતા. આં હઝરત (સલ૦) જ્યારે મક્કાની ફતહના ઇરાદે મદીનાથી નીકળ્યા ત્યારે, એ લોકો ધારી બેઠા હતા કે અમારી ઉપર હુમલો થશે. જેથી કરીને તે લોકોએ તેજ વેળાથી તઇયારી કરવાની શરૂઆત કરી દીધી અને જ્યારે આ ખબર પહોંચી કે આં હઝરત મક્કા પહોંચ્યા તો, મક્કા ઉપર હુમલો કરવાની નિષ્ઠાયે મ્હોટા સર સામાન સાથે રવાના થઇને હુનયનમાં પડાવ નાખ્યો. આં હઝરત (સલ૦) એ આ ખબર સાંભળી તો, બાર હઝારના સમુહ સાથે મક્કા શરીફથી રવાના થયા. મુશરિકોના લશકરની લગભગ ત્રીસ હઝારની સંખ્યા હતી અને ઇસ્લામી ફવજના સિપેહસાલાર પ્રથમની પેઠે હઝરત ખાલિદ (રદી૦) હતા. અને દુશમનોની ફવજના અફસર માલીક બીન અવફ હતો જે એક નામાંકિત સવાર હતો. જ્યારે બન્ને લશકર સ્હામ સ્હામે ગોઠવાયા તો મુસલમાનોએ પહેલા હુમલામાં હવા ઝનને ભગાડી દીધો પરંતુ, જ્યારે મુસલમાનો ગનીમત લુટવામાં ગુંથાયા તો, હવા ઝને ફરી હુમલો કર્યો અને એટલી બાણ વૃષ્ટિ કરી કે મુસલમાનોમાં હલચલ પડી ગઇ અને બાર હઝાર માણસોમાંથી માત્ર થોડાજ ગણત્રીના માણસો સિવાય, બાકીના બધાના પગ ઉખડી ગયા પરંતુ લડાઇની સુરત બગડી અને તરતજ સુધારા પર આવવાની સાથેજ મુસલમાનોને ફતહ મળી અને હવા ઝનના છ હઝાર માણસો કયદ પકડાયા.

## તાયફની લડાઇ.

હોનયનની લડાઇ પછી આં હઝરત (સલ૦) એ તાયફનો ઇરાદો કર્યો, જેના મઝબુત કિલ્લામાં બની સકીફ સુરક્ષિત હતા. લશકરના સિપેહસાલાર હઝરત ખાલિદ (રદી૦) નીમાયા. સાધારણ લડાઇ પછી તેઓ ફરી કિલ્લામાં ભરાઇ ગયા. મુસલમાનોએ કિલ્લાને ઘેરી લીધો પરંતુ, હઝરત સિદ્દીકે અકબર (રદી૦) ની સલાહથી આં હઝરત (સલ૦) પાછા ફર્યા અને આવતે વર્ષે તે લોકો પોતાની મેળે મુસલમાન થઇ ગયા.

## તબૂકની લડાઇ.

હિજરી સન ૯ માં આ ખબર મશહુર થઇ કે કયસરે રૂમ અરબ ઉપર હુમલો કરવાની તઇયારીઓ કરી રહયો છે. આં હઝરત (સલ૦) એ આ ખબર સાંભળીને સહાબાને તઇયારીનો હુકમ આપ્યો અને આ પ્રસંગ બહુજ તંગી અને નાણાં ભીડનો હતો, તેથી લોકોને માલ અને ધનથી મદદ કરવાને ઉત્તેજયા. જેથી કરીને અનેક સહાબાએ મ્હોટી મ્હોટી રકમો ભેટ ધરી અને શસ્ત્રો અને રસદની સામગ્રી પુરતા જથ્થામાં ભેગી થઇ ગઇ. તે પછી ત્રીસ હઝારનું લશકર લઇ આં હઝરત (સલ૦) મદીનાથી રવાના થયા. પરંતુ તબુક મુકામે પહોંચીને જણાયું કે તે ખબર ખોટી હતી. આં હઝરત (સલ૦) કેટલાક દિવસ ત્યાં થોભીને, પાછા ફર્યા.

---

## દવમતુલ જન્દલનું યુદ્ધ.

આ એક ઇસાઇ રાજય હતું. અહિંના હાકિમને અકીદર કહેતા હતા. આ શખ્સ મુસલમાનોને સખ્ત તકલીફો આપતો હતો અને તેમની વિરૂધ કાવત્રાં રચ્યા કરતો હતો. આ રાજય તબૂકની નઝદીક હતું, એ માટે, જ્યારે આં હઝરત (સલ૦) તબૂક સ્થાને ઉતર્યા હતા ત્યારે, આપે હઝરત ખાલિદ (રદી૦) ને ૪૨૦ સવાર આપીને આ રાજ્ય તરફ રવાના કર્યા કે જેથી આ ફસાદનો ખાતિમો થઇ જાય. જ્યારે ખાલિદ (રદી૦) કિલ્લાની નઝદીક પહોંચ્યા ત્યારે, અકીદર પોતાની સ્ત્રી સાથે શરાબખોરીમાં મશગુલ હતો. તેને તેના અનુચરોએ ખબર આપી કે એક નીલ ગાય (જંગલી લીલા રંગની ગાય) કીલ્લા નીચે આવેલી છે. તે સાંભળતાજ એકદમ હથયાર બાંધી નીચે આવી લાગ્યો. અને પોતાના ભાઇ હસ્સાન ને થોડા સવારો સાથે લઇ લીધો. ચાંદની રાત હતી અને હઝરત ખાલિદ (રદી૦) કિલ્લાની આસપાસ ચક્કર લગાવી રહયા હતા. અકીદરને તો તેઓ લડવા વિના કયદ કરી લીધો પરંતુ, તેનો ભાઇ હસ્સાન લડવા માટે તઇયાર થઇ ગયો. જે હઝરત ખાલિદની શમશીરથી બચી શકયો નહિ અને કત્લ થઇ ગયો અને તેના બીજા બધા સાથી કિલ્લામાં ભાગી ગયા. અકીદરનો એક બીજો ભાઇ હતો, જેનું નામ **મસાદ** હતું. તે પણ લડવા તઇયાર થયો

પરંતુ તંગ આવીને કિલ્લો તેમને સોંપી દીધો. હઝરત ખાલિદ (રદી૦) એ આઠસો ઘોડા અને ચારસો નેઝા (ભાલા) લઇને, અકીદરને ત્યાંનો પહેલાંની જેમ હાકિમ નેમી દીધો. અને પાછા ફરતી વેળા બન્ને ભાઇઓને રસુલે ખુદાની સેવામાં લાવીને હાઝર કર્યા અને બન્ને ભાઇ મુસલમાન થઇ ગયા.

---

## ઇસ્લામ પ્રચારક તરીકે હઝરત ખાલિદ (રદી૦) ની નીમણુંક.

હિજરીના દસમા વર્ષે જ્યારે આં હઝરત (સલ૦) ને મુશરિકોની લડાઇથી ફુરસત મળી અને દરેક ઠેકાણે શાંતિ પ્રસરી ગઇ તો, આપ (સલ૦) એ પોતાના સહાબાઓને ઇસ્લામના પ્રચાર માટે અરબના જુદા જુદા કબીલાઓની તરફ રવાના કર્યા, જેમાં હઝરત ખાલિદ (રદી) ને આપ (સલ૦) એ બની હારિસ બિન કઆબની હિદાયત માટે રવાના ફરમાવ્યા અને આ પણ કહી દીધું કે તેઓ ઇસ્લામ કબુલ કરી લે તો, તેઓમાં રહીને તેમને કુરઆન અને સુન્નતનું શિક્ષણ આપવું. હઝરત ખાલિદ (રદી૦) નબીયે પાકનો હુકમ થતાંજ તેમની તરફ રવાના થઇ ગયા અને ત્યાં જઇને, તેમને શરીઅતનું શિક્ષણ આપતા રહયા. પછી થોડાક તેઓમાંથી સાથે લઇને, રસુલે ખુદા (સલ૦) ની સેવામાં હાઝર થયા, જેઓ આં હઝરત (સલ૦) ની ઝિયારતનું માન મેળવીને પાછા ચાલી ગયા. આં હઝરત (સલ૦) એ કયસ બિન હસીનને, તેમના સરદાર મુકરર ફરમાવ્યા, જે તેમનીજ કવમના હતા તદુપરાંત યમનના બીજા અનેક લોક હઝરત ખાલિદના હાથ ઉપર ઇમાન લાવ્યા. એ પછી આં હઝરત (સલ૦) એ ખાલિદ (રદી૦) ને બની મુસ્તલિકની તરફ રવાના કર્યા, જેમની તરફ પ્રથમે વલીદ બિન અકબા ઉમવીને મોકલવામાં આવ્યા હતા. જે તે કવમને દુશમન સમજી પાછા ચાલી આવ્યા હતા. અને તેમની દુશમનીની ખબર આં હઝરત (સલ૦) ને આપી હતી. જ્યારે હઝરત ખાલિદ ત્યાં પહોંચ્યા તો, જાણ્યું કે તેઓ પાકા મુસલમાન છે. આ ઉપરથી આં હઝરત (સલ૦) એ ખાલિદ (રદી૦) ને શાબાશી આપી અને વલીદને ઠપકો દીધો.

---

# હઝરત ખાલીદ (રદી૦) અરબના મુરતદો માટે ચુંટાયા.

આં હઝરત (સલ૦) ના વફાતની ખબર સાંભળી, અરબમાં એક હલચલ મચી ગઇ હતી. મુસયલેમા કઝઝાબ અને તલયહા બિન ખુવયલીદ અસદી તો, આં હઝરત (સલ૦) ના જીવતાં જીવતજ નુબુવ્વતનો દા'વો કરી બેઠા હતા. હવે આપ (સલ૦) ના સ્વર્ગવાસી થવાથી બીજા ઘણા નુબુવ્વતના દા'વેદાર ઉભા થઇ ગયા અને અનેક કાચી શ્રદ્ધાવાળા લોકોયે ઝકાત આપવાથી ઇન્કાર કરી દીધો. અને નમાઝમાં ઘટાડો કરવાની ઇચ્છા ઝાહેર કરી. કેટલાક કહેતા કે આં હઝરત (સલ૦) નબી હોત તો, હમેશા જીવતા રહેતે અને કેટલાકોયે આ ઝાહિર કરી દીધું કે મ્રત્યુથી નુબુવ્વતનો ખાતિમો થઇ ગયો છે. હવે તેમના પછી કોઇની તાબેદારી અનિવાર્ય નથી. સારાંશ કે આવા વીચારો ફેલાવાના કારણે બધા કબીલા મુર્તદ અને બંડખોર બની ગયા. અને આ વિચારોયે એટલો વેગ પકડયો કે મદીનએ મુનવ્વરાં સુધ્ધાં એમાં ઘેરાઇ ગયું અને બધા સિદ્દીકે અકબર (રદી૦)થી ઝકાત અને સલાતની મુઆફીના ખાસ્તગાર થયા પરંતુ, હઝરત અબુબકર (રદી૦) એ તેમની આ દરખાસ્તનો અસ્વીકાર કર્યો. હઝરત ઉમર (રદી૦) જેવા બહાદુરે પણ પ્રાસંગિક મુશકિલો ઉપર નજર કરીને વિરોધીઓની સાથે નમ્રતા ધારણ કરવાની સલાહ આપી. પરંતુ હઝરત અબુબકર (રદી૦) એ કહ્યું:

**લવ મનઊની ઇકાલન લકાતલ્તોહુમ.**

અર્થાત: જો તેઓ મને ઇકાલ એટલે ઉંટ બાંધવાની રસ્સી સુધ્ધાં નહિ આપશે તો, હું તેઓની સાથે લડીશ.

જ્યારે મુર્તદો એટલે ઇસ્લામથી ફરી ગએલાઓનુ બળ હદ ઉપરાંત વધતું ચાલ્યું તો હઝરત અબુબકર સિદ્દીક (રદી૦) ખાતે પોતે મુર્તદોના વેગણ ખેરણ માટે તઇયાર થઇ ગયા પરંતુ સહાબાઓ તેમને એમ કરવાથી અલગ રહેવાને સુચવ્યું અને કહ્યું કે ખુદા નખાસ્તા, જો તમને કંઇ અકસ્માત નડયો તો, ઇસ્લામનું બંધારણ વીખરી જશે. સારાંશ કે તેમણે આઠ હઝાર લશકરને અગ્યાર સરદારોમાં વહેંચી દીધું અને તેઓમાંથી, ખાલિદ બિન વલીદ (રદી૦) ને તુલયહા બિન ખુવયલીદ અસદી અને માલિક બિન નુવયરાહ બન્નેને યોગ્ય શિક્ષા કરવા માટે નીમ્યા. અને તાકીદ કરી દીધી કે પ્રથમે તુલયહા અને તેના સાથીઓને ઇસ્લામની દઅવત આપજો. જો તેઓ ન માને તો, પછી તેમની સાથે લડાઇ કરજો.

# તુલયહા ઉપર ચઢાઇ.

પ્રથમે ખાલિદ બિન વલીદ (રદી૦) એ તુલયહા બિન ખુવયલીદની તરફ રવાના થયા, જે આં હઝરત સલ૦ ના સ્વર્ગવાસથી લઇને હમણા સુધી નબી હોવાનો દઅવો કરતો હતો. આ શખ્સ એક તત્વ વિવેચક અને એક છટાદાર બોલનારો હતો એક વેળાનો બનાવ છે કે તે પોતાની કવમ સાથે સફર કરી રહયો હતો. માર્ગમાં તેના સાથીઓને પ્યાસ બહુ લાગી અને પાણી નહતું. લોકો સખ્ત ગભરાયા. તે, આ ખીણથી સારી પેઠે વાકિફ હતો, કહેવા લાગ્યોઃ

**ઇરકબુ અલાલન વ દરેબુ અમ યા લન તજેદુ બલાલન.**

અર્થાતઃ અલાલ ઉપર સવાર થઇને થોડાક માઇલ જાઓ, તમને પાણી મળશે. અને બન્યું પણ એમજ. તેના સાથીઓ આ વાતથી અંજાણ હતા તેથી, તેની આ વાતને અજીબ સમજીને, તેને પવિત્ર શખ્સ માનવા લાગ્યા. તેણે તેમની નાવાકફિયત-અંજાણપણાથી આ લાભ ઉપાડયો કે આં હઝરત (સલ૦) ની વફાત પછી નુબુવ્વતનો દા'વો કરી દીધો અને કહેવા લાગ્યો કે તેઓ બની હાશમના પયગમ્બર હતા અને હું બની અસદનો પયગમ્બર છું. ઉયયના બિન હિસ્ન ફરાઝી, જે પ્રથમે મુસલમાન હતો, મુર્તદ થઇ જઇને તેની સાથે શામિલ થઇ ગયો અને હવે તેમની એક ખાસ ટોળી બની ગઇ, જેઓ અજ્ઞાન અરબ લોકોને બહેકાવવા લાગ્યા. નમાઝ, રોઝા, ઝકાત વગયરહ, આ બધી વાતો, અરબો માટે નવી નવી હતી કેમકે અનેક રણવાસીઓ તો, બિલકુલ બેખબર, અધર્મી અને મુર્તિ પુજક થયા કરતા હતા અને ઉપર જણાવેલા હુકમોથી એક ઝાતની બધી થઇ જતી હતી. બલકે ઝકાતના કારણે માલ પણ ખર્ચ કરવો પડે છે. એ માટે એણે પોતાની સ્વાભાવિકતાથી લોકોના વિચારો પ્રમાણે પ્રથમે તો, નમાઝથી સિજદો ઉઠાવી દીધો અને ઝકાત પણ બંધ કરી દીધી કે એ કાઢવાની કંઇ ઝુરૂરત નથી.

હઝરત ખાલિદ (રદી૦) એ તેના મુકાબિલા માટે સલમા અને અદજા પર્વતોની વચ્ચે પોતાની છાવણી કાયમ કીધી અને સિદદીકે અકબર (રદી૦) ની હિદાયત મુજબ પહેલાં તેને ઇસ્લામની દઅવત આપી પરંતુ, કંઇ

ફાયદો ઉપાડયો નહિ અને એજ સંદેશા પત્રોમાં ત્રણ દીવસ વીતી ગયા અને તુલયહાયે લડાઇ માટે લશકરી તય્યારીઓ ખુબ કરી લીધી. પરંતુ અહિં મુસલમાનોને પણ સારી જેવી મદદ મળી ગઇ કે અદી બિન હાતિમે પોતાના કબીલાને નસીહત અને ઉપદેશથી તુલયહાનો સાથ આપવાથી રોકી દીધા અને બીજું તેમાંથી ચુંટેલા યુવાનોને ખાલિદ (રદી૦) ની ફવજમાં મોકલી દીધા. અહિં તુલયહા પાસે અસદ, ગતફાન, ફઝારા વીગેરે કબીલાઓ એકત્ર થઇ ગયા અને લડાઇ શુરૂઅ થઇ ગઇ. હઝરત ખાલિદ (રદી૦) એ પોતાના લશકરની ગોઠવણી એવી રીતે કરી કે સીધા હાથના લશકર ઉપર, અદી બિન હાતિમને અને ડાબી બાજુ ઝયદુલ ખયલને અને સામે ઝબરકાનને નીમ્યા અને વચમાં પોતે ઉભા થઇ ગયા. મુર્તદો જો કે સંખ્યામાં વધારે હતા પરંતુ, અદી, ઝયદુલખયલ અને ખાસ કરીને હઝરત ખાલિદ (રદી૦) ની બહાદુરી, દિલાવરી અને યુધ્ધ કળા એવી ન હતી કે તેમનાથી વિરોધીઓ ફાવી જાય. હઝરત ખાલિદ (રદી૦) જે તરફ લડાઇનો ઝોર જોતા તે તરફ, વિજળીની પેઠે પહોંચતા અને મુજાહિદીનોને હિમ્મત આપતા અને તેમને લડાઇ માટે પ્રેરતા કહે છે કે આ દિવસે બે તલવારો તેમના હાથમાં તુટી હતી. ઓયયના બિન હિસ્ન પણ બહુ શૌર્યતાથી લડયો પરંતુ, મુસલમાનોનો ઉભરાતો જોશ અને વધતા કદમ જોઇને તેની હિમ્મતનો અંત આવ્યો અને તેણે તુલયહાથી—જે દેખાડવા માટે વહી (ઇશ્વરવાણી) ની પ્રતિક્ષા કરી રહયો હતો—કહ્યું કે કહો: હવે વહી શું કહે છે. અહિં તો, સ્થિતિજ જુદીજ નઝરે દેખાઇ આવે છે. પ્રથમે તો, તુલયહા કહેતો રહયો કે હજી નથી ઉતરી પરંતુ, તેને જ્યારે પોતાની હારની ખાત્રી થઇ ગઇ તો, કહેવા લાગ્યો કે મ્હને આ વહી આવી છે:

**ઇન્ના લકા રજન કરજાહો વ હદીસન લા તનસાહો.**

અર્થાત: ત્હારી ઉમ્મીદ તેની ઉમ્મીદ જેવી હશે. અને આ વાત વિસરવા પાત્ર નહિજ હશે."

ઓયયનાએ કહ્યું કે નિસદેહ, આજની રૂસવાઇ અને અપમાન ભરી હાર કદી ભૂલી શકાય, એમ થોડી છે?! સારાંશ કે અંતે મુર્તદોના પગો ઉખડી ગયા અને તલીહા—જે ઇરાક અને શામ સુધી વિજયી તરીકે પહોંચવાની આશા રાખી બેઠો હતો--લાચારીયે ગળતા હ્રદયે અને રડતી આંખોએ

પોતાની સ્ત્રી સાથે નાસી જઈને શામમાં રક્ષણ મેળવ્યું અને હઝરત ઉમર (રદી૦) ની ખીલાફતના સમયમાં આવીને મુસલમાન થઈ ગયો અને મુસલમાનોની સાથે ઇરાનની લડાઇઓમાં ભાગ લઇ અને ઇસ્લામની ખુબ સેવા બજાવી અને અંતે નેહાવન્દની લડાઇમાં શૌર્યતા દેખાડી શહીદ થઇ ગયો. તુલયહાના અનેક સાથી કત્લ થઇ ગયા અને કેટલાક નાસી ગયા અને બાકીના ઓય્યના બિન હિસ્નુલ ફઝારી વગેરે કયદ થઇને મદીના મોકલી દેવામાં આવ્યા, જ્યાં સંપૂર્ણ ઉદારતા અને રહમદીલીથી તેમની જાન બખશી ઉપરાંત તેઓની સાથે બીજા અનેક ઉપકૃતો કરવામાં આવ્યા અને બંડ ઉઠાવવાની બદલ કંઇ પણ સઝા કરવામાં આવી નહિ.

---

## સલમા બિન્તે માલિકની સાથે લડાઇ.

સલમા બિનતે માલિક બિન હોઝયફા બિન બદ્ર બિન ઝફર એક ખુબસુરત અને ચાલાક સ્ત્રી હતી, જે આં હઝરત (સલ૦) ના ઝમાનામાં કયદ થઇને મદીનામાં લાવવામાં આવી હતી અને હઝરત **અબુબકર સિદ્દીક**ની સિફારિશથી, ઇસ્લામ સ્વીકારવાના કારણે તેના સર્વ અપરાધોથી આંખ મિચામણાં કરી લેવામાં આવ્યા હતા. હવે તેણે પણ આ પ્રસંગે બંડધ્વજા ઉંચકી, ઇસ્લામથી ફરી ગએલા ટોળાઓની આગેવાની લઇને, તેમને પોતાના વાકચાતુર્ય અને કળ છળથી ઉશ્કેરી, તઇયાર કર્યા. અહિં સુધી તેના હુકમ નીચે એજ લોકોમાંના લગભગ ૧૦૦૦ થી વધારે માણુસો ભેગા થઇ ગયા અને તુલયહાના પરાજય થયેલા માણુસો પણ બધા એની પાસે ભેગા થઇ ગયા અને **હવારિબ** પાસે તેણે છાવણી નાખી. હઝરત ખાલિદ (રદી૦) એ જ્યારે આ સાંભળ્યું તો, તુલયહાના વિજય પછી આ તરફ વળ્યા પરંતુ, આ સ્ત્રી તેથી ઝરાપણુ ભયભીત ન થઇ. બલકે અતિમ શૌર્યતાથી તેમનો મુકાબલો કર્યો. સ્ત્રી હતી સૌંદર્યની દેવી સમાન, તેથી લોકો તેના એક એક આવાઝ ઉપર પોતાનું પ્રાણુ પાથરવા તઇયાર થઇ જતા હતા. ઊંટ ઉપર સવાર થઇને પોતે, તેમને ઉશ્કેરતી અને લડવાને પ્રેરતી. તેના સાથીઓએ અથવા પ્રેમીઓએ પણ ખુબ ખુબ શૌર્યતા દાખવી અને એકસો શખ્સ ખાસ તેના ઉંટની આસપાસ માર્યા ગયા. અંતે હઝરત ખાલિદ (રદી૦) ના હુકમથી તેના ઉંટના પગ કાપી

નાખવામાં આવ્યા. ઊંટના પડતાંજ, તેપણ ભોંય ઉપર પડી અને કત્લ કરી દેવામાં આવી. તેની સાથેજ તેની ફવજ પણ માથા ઉપર પગ મુકીને ન્હાઠી અને મુસલમાનોએ, ઇસ્લામ સ્વીકારનારા અથવા ન્હાસી જનારાઓ સિવાય દરેકને યમદ્વારની પાસ આપી દીધી. જેથી કરીને અતરાફમાં એટલે તે તરફના આસપાસમાં મુસલમાનો અને ઇસ્લામનો સંપુર્ણ રોબ અને દાબ બેસી ગયો.

---

## કુર્રહ બિન હુબયરહ શરણે.

જ્યારે તેની કવમે જોયું કે અલકમહ અને સલમાનુ આ પરિણામ આવ્યું છે કે જીવ સુધ્ધાં બચવા પામ્યું નહિ તો, તેમણે હઝરત ખાલિદ (રદી૦) ની પાસે પોતાની મેળે શરણે આવવાનો સંદેશો મોકલાવ્યો. હઝરત ખાલિદ (રદી૦) એ વધુ છેડ છાડ કરવાનુ મુનાસિબ નહિ ધાર્યું અને તેમની માલ મિલ્કત તેમજ દેશ હકો તેમના માટેજ રહેવા દીધા. અલ્બત્તા, જે લોકોએ ઇસ્લામથી મ્હોડું ફેરવી લઇને, મુસલમાનોને કત્લ કર્યા હતા, તેમને તેમના બદલામાં કત્લ કરી દીધા. અને કુર્રહ બિન હુબયરહ તેમજ ઓય્યના બિન હિસ્નને મદીનએ મુનવ્વરામાં હઝરત સિદદીકે અકબર (રદી૦) ના દરબારમાં મોકલી દીધા. કેમકે આ બન્ને ઇસ્લામ સ્વીકાર્યા પછી ફરી ગયા હતા અને તેઓ પોતેજ મુર્તદ થયા ન હતા બલકે બધા લોકોને બંડખોર અને મુર્તદ બનાવી દીધા હતા. જ્યારે આ બન્નેને ખલીફાની સ્હામે લાવવામાં આવ્યા તો, તેમણે, ફરી ઇસ્લામ સ્વીકારી લીધા પછી, તેમને કહી દીધું કે હવે કોઇ ઝાતનો ફસાદ ઉત્પન્ન કરતા નહિ અને તે પછી તેમને છોડી દીધા.

---

## માલિક બીન નોવયરહની કત્લ

અને

## બેતાહની જીત.

જ્યારે હઝરત ખાલિદ (રદી૦) એ મુર્તદ થઇ ગયલા બની અસદ વગેરેને શિક્ષાએ પહોંચાડવાથી ફુરસદ પામી તો, **બની તમીમની** તરફ રૂખ કર્યા. એ લોકો **બેતાહ** નામક ઇલાકામાં રહેતા હતા અને

મુર્તદ થઇને સજાહ બિનતે હારીસ—જે નબી હોવાનો દા'વો કરતી હતી–જઇને મળ્યા હતા. તેમનો સરદાર માલિક બિન નોવયરહ હતો, જે આં હઝરત (સલ૦) ના તરફથી બની તમીમ પાસેથી ઝકાત અને સદકાઓ વસુલ કરવા માટે નીમાવ્યો હતો. આં હઝરત (સલ૦) ના વફાતની ખબર સાંભળીને, સદકાત અને ઝકાતનો ભેગો થયલો માલ પોતાની કવમને પાછો આપી દીધો અને ઝાહિર કરી દીધું કે હવે ઇસ્લામના ભારી બોજાથી તમારી ગરદનો સ્વતંત્ર થઇ ગઇ. તેની સ્ત્રીએ આં હઝરત (સલ૦) ના વફાતની ખુશીમાં મ્હેંદી લગાડી અને ગીત ગવાડયા. સારાંશ કે હઝરત ખાલિદ (રદી૦) બેતાહ તરફ, માલિક બિન નોવયરહને શિક્ષા કરવાના ઇરાદે, કુચ કરી જવાની સંમતિ દર્શાવી; પરંતુ કેટલાક અન્સારોએ એની વિરૂધતા કરી અને બોલ્યા કે જ્યાં સુધી ખલીફાનો હુકમ ન આવે ત્યાં સુધી, ખુનરેઝી યોગ્ય નથી. પરંતુ હઝરત ખાલિદ (રદી૦) એ કહ્યું કે હું ફવજનો સર્વ સત્તાધિકારી છું અને પ્રસંગને સારી રીતે સમજુ છું, એ માટે તમને મ્હારો હુકમ માનવો જાઇએ. જેથી અન્સારોએ પણ સંમતિ દર્શાવી અને ખાલિદ (રદી૦) એ તેમને ઘેરી લીધા અને જ્યારે તેમના આગેવાનોને પકડીને, તેમની પાસે લાવવામાં આવ્યા તો, તેઓમાં માલિક બિન નોવયરહ પણ હતો. વાતચીત દરમ્યાન માલિકે વારંવાર આં હઝરત (સલ૦) સંબંધી કહ્યું:

**યકુલો રજોલોકુમ કઝા વ કઝા.**

અર્થાત: "તમારા પુરૂષે એમ કહયું છે." જેથી હઝરત ખાલિદ (રદી૦) ને ગુસ્સો આવી ગયો અને બોલ્યા: આં હઝરત (સલ૦) અમારા છે, તમારા નથી? જો તમે "રજોલોકુમ" કહો છો! એ પછી હઝરત ખાલિદ (રદી) એ પોતાના સાથીઓને પુછ્યું કે તમે એ લોકોને અઝાન કહેતાં અને નમાઝ પઢતાં જોયું અથવા સાંભળ્યું છે? અબુ કતાદહ અને તેમના કેટલાક સાથીઓએ કહયું કે જોયું છે. અને કેટલાકોએ કહ્યું કે નહિ! આ ઉપરથી હઝરત ખાલિદે તેમને કયદ રાખવાનો હુકમ કર્યો અને ઝરાર બિન અઝવરને તેમની દેખરેખ રાખવાનું કામ સોંપવામાં આવ્યું. ઠંડીની ઋતુ હતી. જયારે રાત પડી ત્યારે, હઝરત ખાલિદ (રદી) એ મુનાદીથી કહ્યું કે: કહી દો: દાફિઉ અસરાકુમ એટલે કયદીઓને લુગડાં ઓઢાડી દો. ઝરાર બિન અઝવર બની કિનાનામાંના હતા અને તેમની

ભાષામાં આ શબ્દ કત્લના અર્થમાં વપરાતો હતો, એ માટે તેમણે માલિકને કત્લ કરી દીધો.

આ બનાવથી અબુ કતાદા અને તેમના સાથીઓને ઘણુંજ ખરાબ લાગ્યું. અને તેઓ હઝરત ખાલિદ (રદી૦) થી અલગ થઇ જઇને, મદીના તરફ ચાલી નીકળ્યા. અને આવતાંજ સિદ્દીકે અકબર (રદી૦) ની પાસે આ બિના સવિસ્તર વર્ણવી, અને હઝરત ખાલિદ (રદી૦)ને એક મુસલમાનને કત્લ કરવાનો અપરાધી ઠરાવ્યા. રવઝતુસ્સફા અને તિબરી વગેરેના કર્તાએ લખ્યું છે કે માલીક બીન નોવયરાની એક સ્ત્રી ઘણી ખુબસુરત હતી, જેને હઝરત ખાલિદ (રદી૦)એ માલિક બિન નોવયરાના કત્લ પછી પોતાના નિકાહમાં લઇ લીધી, પરંતુ આ વાત ઇબ્ને અસીર અને ઇબ્ને ખલ્લદુન વગેરેએ પોતાના ઇતિહાસમાં નથી લખી.

જે હોય તે. પરંતુ જ્યારે આ ઘટના મદીનામાં પહોંચી ત્યારે, હઝરત ઉમર (રદી૦) એ ખાલિદ (રદી૦) ની સખ્ત વિરૂધતા કરી અને હઝરત અબુબકર (રદી૦) ને ફરમાવ્યા કે: ખાલિદે એક કલમો પઢનાર ઉપર તલવાર ચલાવી અને તેની સ્ત્રીને પોતાના કબજે કરી, એ ઇસ્લામના હેતુની વિરૂધ છે. માટે તેને તરતજ અફસરીથી અલગ કરી દો. પરંતુ હઝરત અબુબકર (રદી૦) એ તેમને પદભ્રષ્ટ કરવાનો પરવાનો મોકલવાના બદલે, પોતાની રૂબરૂ બોલાવ્યા. ખાલિદ (રદી૦) હઝરત ઉમરની વિરૂધતાથી વાકિફ થઇ ચુકયા હતા. હઝરત બિલાલ (રદી૦) ની મારફત સિદ્દીકે અકબર (રદી૦) ની હુઝુરમાં હાઝર થયા. હઝરત સિદ્દીકે અકબર (રદી૦) ખાલિદ (રદી૦) થી ફરમાવ્યા કે: "શું તમોએ એક મુસલમાનને કત્લ કરી તેની સ્ત્રી ઉપર કબજો મેળવ્યો છે?" આ ઉપરથી ખાલિદ (રદી૦) એ સઘળી બીના વીગતવાર સંભળાવી દીધી. અમીરૂલ મુઅમિનીન સિદ્દીકે અકબર (રદી૦) ને માલિકના મુર્તદ થઇ જવાની ખાત્રી થઇ ગઇ, એ માટે હઝરત ખાલિદ (રદી૦) ને કત્લના અપરાધમાંથી મુકત કરી દીધા અને પહેલાની જેમ સિપહસાલારીના ઓહદા ઉપર કાયમ રાખીને રણ-ક્ષેત્રમાં મોકલી દીધા.

---

## મુસયલેમા કઝઝાબ ઉપર ચઢાઇ.

મુસયલેમા એક જ્ઞાની માણસ હતો અને શરૂઆતમાં જ્યોતિષ

જ્ઞાન, સામુદ્રિક વિધ્યા અને હાથ ચાલાકીની કળા માટે અરબ અને અજમના જુદા જુદા શહેરોમાં પ્રવાસ કરી ચુકયો હતો. આં હઝરત (સલ૦) ની ઝીંદગીમાંજ તેણે નુબુવ્વતનો દઅવો કર્યો હતો. અને કેટલીક હાથ ચાલાકીઓના અખ્તરા દેખાડીને લાખો જણના દીલ જીતી લીધા હતા. તેણે નમાઝને છોડી દઇ, શરાબ, વ્યભિચાર અને અનિતીને જાયઝ કરી દીધોં હતો અને પોતાની યોજી કાઢેલી બકવાસને વહી (ઇશ્વર-વાણી) કહેતો હતો. તેની કવમના થોડાક માણસો સિવાય બધા લોકો તેને શરણે આવી ગયા હતા સજાહ-જે નુબુવ્વતનો દઅવો કરતી હતી તે પણ-તેની પ્રિય પત્નિ બની ચુકી હતી. જેથી લડાયક કવમનો ઘણો મોટો ભાગ તેની સાથે આવીને મળી ગયો હતો. તદુપરાંત અરબના મ્હાસેલા તેની પાસેજ આવીને ભેગા થયા હતા અને તેમની સંખ્યા લાખો સુધી પહોંચી ચુકી હતી.

પ્રથમે તેની શિક્ષા માટે હઝરત સિદદીકે અકબર (રદી૦)એ, ઇકરમા બિન અબી જહલને નીમ્યા હતાં અને હુકમ આપ્યો હતો કે સુરહબીલના પહોંચવા સુધી તમામ કાફિરોની રીતભાત અને સરસામાનની ખબર રાખે. લડાઇની શરૂઆત ન કરે. પરંતુ તેઓ એક ઉતાવળા બહાદુર અને નિડર યોદ્ધા હતા. શૌર્યના જોશમાં સુરહબીલનો ઇન્તેઝાર નહી કરતાં, મુસયલેમાના લશ્કર સાથે મુકાબલો શરૂ કરી દીધો. પરંતુ નુકસાન ઉપાડીને પાછળ હઠયા. આ ફત્હથી મુસયલેમાની હીમ્મત વધી ગઇ અને તે મુસલમાનોને નમાલા સમજવા લાગ્યો.

હવે હઝરત સિદદીકે અકબર (રદી૦)એ ખાલિદ (રદી૦)ને પત્ર લખ્યો કે હવે તમે મુસયલેમાની સાથે લડવાને જાઓ. પરંતુ તેને પહેલાં એલચીઓ મારફત ઉપદેશ અને પ્રવચન કહેવડાવીને તવબા (પશ્ચાતાપ) કરવાને સમજાવજો. જો તે ન માને અને પોતાના ખોટા ખિયાલો અને માન્યતાઓ ઉપર કાયમ રહે તો, પછી તેની સાથે યુદ્ધ આરંભજો. હઝરત ખાલિદ (રદી૦)એ મુબારક પત્રને આખા લશ્કરને સંભળાવ્યો અને તેમની સમ્મતિ માગી, બધાએ માથુ ઝુકાવી દીધું. આ ઉપરથી તેમણે તરતજ યમામાની ભુમી તરફ પ્રયાણ કર્યો માર્ગમાં જયાં જયાં તેમને વસ્તી મળતી ત્યાં ત્યાં ઇસ્લામ વિષે પુછ પરછ કરીને મુરતદોને કતલ અને મુઅમિનોને શાદબાશ અને મરહબા કહેતાં, યમામાની સરહદ ઉપર જઇને

પડાવ નાખી દીધા અને મુસયલેમાને ઇસ્લામની હિદાયત કરી, પરંતુ તે મગરૂરે કબુલ નહી કર્યું.

જ્યારે હઝરત ખાલિદ (રદી૦) તેને સીધા રસ્તા ઉપર આવવાની આશા છોડી દીધી અને તે પોતાની ફવજને લઇ, મુકાબિલામાં આવીને ઉભો રહયો હતો તેમણે પણ પોતાની ફવજને તઇયાર કરી અને સીધી બાજુ ઝયદ બીન ખત્તાબ (રદી૦), ડાબી બાજુ ઓસામા બીન ઝયદ (રદી૦) અને આગળની બાજુ પોતાના બની મખઝુમના એક સગાને અફ્સર તરીકે નીમ્યા અને એક અસરકારક ભાષણથી લશકરમાં શૌર્યતા પ્રેરી, અંતમાં દુઆ ચાહી કે:

**રબ્બના અફ્રીગ અલયના સબ્રઉં વસબ્બિત અકદામના વન-સુર્ના અલલ-કવમિલ કાફેરીન**

જેના સાંભળતાંજ લશકરમાંથી આમીનનો ગગનભેદક નાદ થયો.

મુસયલેમાએ પોતાના લશકરને વ્યવસ્થિત નેમીને ઇસલામી લશકર ઉપર હુમલો કરી દીધો અને પહેલાજ હુમલામાં ત્રણસો મુસલમાનોને શહાદતનો જામ પીવડાવી દીધો. મુંસલમાનોએ પણ ઘણીજ ખુબીથી અને અડગતા પુર્વક હુમલો કર્યો અને મુસયલેમા કઝ્ઝાબનાં વઝીર મોહક્કમ બીન તુફયલને જહન્નમમા દાખલ કર્યો. એથી મુસયલેમાના લશકરે જોશમાં આવીને એક એવો સખ્ત હુમલો કર્યો કે મુસલમાનોના પગ ડગમગી ગયા અને એંસી મુસલમાન શહીદ થઇ ગયા. તદુપરાંત કેટલાક મોઅ્યા મુસલમાનોના તેમના હાથમાં આવી ગયા. જ્યારે હઝરત ખાલિદ (રદી૦) એ આ સ્થિતિ જોઇ ત્યારે પોતાની સરદારી હેઠળના વચલા ભાગના લશકર સાથે હુમલો કર્યો અને શત્રુઓને ઇસ્લામી મોરચાઓમાંથી ન્હસાડી દીધા. મુસયલેમા નગ્ન મસ્તકે દુઆ કરી રહયો હતો અને ફવજને હિમ્મત આપી ઉશકેરી હુમલા પર હુમલા કરી રહયો હતો. પરંતુ હઝરત ખાલિદ બિન વલીદ (રદી૦)–કે જેને યુરોપિયન ઇતિહાસકારો લોઢાનો બુર્જ કહે છે–એક ડગલુ પણ પાછળ હઠયા નહી. કેટલાક કલાક સુધી એજ સ્થિતિ રહી અને અંતે જ્યારે હઝરત ખાલિદ (રદી૦)એ જોયું કે હવે કાફીરોનો જોશ ઠંડો પડતો જાય છે અને તેઓ પોતાની તનતોડ અને જાનતોડ કોશીશોના

હુમલા ઉપર હુમલા નિષ્ફળ જતા જોઇ નિરાશ થતા ચાલ્યા છે ત્યારે, તત્કાળ સમસ્ત લશકરને લઇને, એક સામટો કાફીરોના લશકર ઉપર હુમલો કરી દીધો. અને મુસયલેમાના લશકરની હારોને ચીરી એકદમ વચમાં જઇ પહોંચ્યા અને પોતાની આ અનુપમ અનેઅ જોડ શૌર્યતાથી શત્રુદળના હોશ ઉડાવી દીધા. મુસયલેમા જીવ બચાવીને ન્હાસી છુટયો અને ફવજના બચેલા માણસો સહિત એક બાગમાં જેની દીવારો કીલ્લાની દીવારો જેમ મઝબુત હતી—જઇને ભરાઇ બેઠો. ખાલિદ (રદી૦) આ કારવાઇ જોઇને, શું કરવું એ વીચારી રહયા હતા કે અબુ દુજાના (રદી૦)એ કહ્યું મ્હને અલ્લાહના ભરોસે, ઢાલમાં બેસાડી અને તેની ચારે તરફ ભાલા બાંધી, ઉપાડીને બાગમાં ફેંકી દો હું તો કોઇ રીતે બચી શકીશ નહી પરંતુ હુકમ ખુદાનો હશે તો, દરવાઝો ખોલી દઇશ અને કરવામા પણ એમજ આવ્યું. તેઓએ દરવાઝો ખોલી દીધો. દરવાઝાનુ ખુલવુ હતું કે ઇસલામી લશકર અંદર ધસી ગયું. મુસયલેમાની ફવજમાં ન્હાસભાગ પડી ગઈ અને મુસયલેમા પોતે પણ વસ્રો બદલી છુપી રીતે બાહિર નીકળવા લાગ્યો જેને એક અનસારી મુંસલમાને ઓળખી લઇને, વહશી નામના ગુલામને, જે દરવાઝા ઉપરજ ઉભો હતો, બુમ પાડીને કહ્યું કે એજ મુસયલેમા છે. જો જો નીકળી જવા ન પામે વહશીયે—જે એક પ્રખ્યાત નેઝાબાઝ હતો તરતજ પોતાના ભાલાનો વાર કર્યો, જે મુસયલેમાના લોખંડી પેહરણને છેદીને પીઠમાંથી બાહિર નીકળી ગયો. તેના મરવાથી અધર્મીઓ માથા ઉપર પગ મુકીને ન્હાસ્યા અને મયદાન મુસલમાનોના હાથમાં રહયું. આ લડાઇમાં કાફિરોના સિત્તેર (૭૦) હઝાર માણસો માર્યા ગયા અને મુસલમાનોના સાતસો માણસ શહીદ થયા, જેમાં વધુ ભાગે કુર્આનના હાફિઝ હતા. હઝરત ખાલિદ (રદી૦) ગનીમતનો માલ જમઅ કરાવીને કમરો ખોલાવી રહયા હતા કે મુજાઆ—જે બની હનીફાનો રઇસ હતો અને જે કયદ પકડાઇ ગયો હતો. તેને સંબોધીને બોલ્યા: બસ, એજ તમારી કવમની મોટાઇ હતી! પરંતું મુજાઆયે ઘણીજ મકકમતાથી કહયું: હજી કંઇ પણ નથી થયું. યમામા પહોંચવા સુધી, એવા તો કેટલાએક યુધ્ધ તમને કરવા પડશે. માટે સારૂં તો એજ છે કે તમે અમારી કવમથી સલાહ કરી લ્યો. ખાલિદ (રદી૦) એ કહયું કે વારૂં, હું તમને આ શર્તે છોડી દઉં છું કે તમારી કવમને તમે, મારા તમારા કયદીઓને છોડાવી લેવા

ઉપર રાઝી કરી લો. મુજાઆયે કહયું: સારી વાત છે. પછી થોડીવાર પછી આવીને કહયુ કે મારી કવમ આ શર્ત ઉપર સુલહ કરવા રાઝી નથી. અને યમામાની દીવારો ઉપર કંઇ માણુસો અને હથયારો પણ ચમકતા દેખાવા લાગ્યા. સારાંશ કે હઝરત ખાલિદ (રદી૦) એ વધારે ખુનરેઝી ના ભયથી આ શર્તે સુલહ કરી લીધી કે લુટનો અર્ધો માલ, ચોપગા, અર્ધાં ખેતરોની ઉત્પત્તી અને બધા ફયદા વગેરેને અમે લઇ જઇશું અને બાકીનો અર્ધો માલ તેઓ માટે રહેશે. આ કરારનામા ઉપર સહીઓ થઇ ગઇ અને કિલ્લો ખોલવાગાં આવ્યો તો, ત્યાં સ્ત્રીઓ અને બાળકો સિવાય કોઇ દેખાયો નહિ. હઝરત ખાલિદ (રદી૦) એ માટે ઘણા ખફા થયા અને બોલ્યા કે અમારી સાથે દગો રમવામાં આવ્યો છે. મુજાઆયે કહયું કે નિઃસંદેહ, મેં મારી કવમને બચાવવા માટે ધોકો આપ્યો છે, મારો આ અપરાધ માફ કરી દો. હઝરત ખાલિદ (રદી૦) ઘણા ક્રોધિત થઇ ગયા પરંતુ શું કરે. કરાર–ભંગ ઇસ્લામમમાં હરામ હતું. ન છુટકે તે પ્રમાણે વર્તવું પડયું. આ ભાંજગડમાંજ હઝરત સિદદીકે અકબર (રદી૦) નો પત્ર આવી ગયો. જેમાં લખેલું હતું કે જો ખુદાએ તઆલા મુશરિકો ઉપર તમને ફતહ આપે તો, ઘરડાઓ, સ્ત્રીઓ અને બાળકો સિવાય બધાને કત્લ કરી નાખજો. પરંતુ અહિં તો, હઝરત ખાલિદ (રદી૦) સુલહ કરી ચુકયા હતા. એ માટે બધી હકીકત ખલીફાને લખી મોકલી અને યમામા વાસીઓનું એક વફદ અને તે બધો માલ, જે પાંચમાં હિસ્સા મુજબ જવું જોઇતું હતું, સાથે કરીને, મોકલી દીધા હઝરત સિદદીકે અકબર (રદી૦) એ લોકોની સાથે ઘણીજ મહેરબાની અને પ્રેમથી વર્ત્યા અને તેમને ઇસ્લામના ઉપદેશ અને પ્રવચન સાંભળીને, આબરૂની સાથે રવાના કરી દીધા.

હવે જેટલા નબીપણુાનો દઅવો કરનારા હતા, તેઓ એક પછી એક પોતાની સઝાયે પહોંચી ગયા. તુલયહા અસદી, હ૦ ખાલિદની તલવારના ભયે શામમાં ભાગી ગયો અને મુસયલેમા કઝઝાબ જહન્નમ વાસીલ થઇ ગયો. અને તેની પ્રેમદા સજાહ કયાંક ગુમનામ ખુણામાં ભરાઇ ગઇ અને બીજા લાલચી અને માથું ઉંચકનાર સરદારો યા તો, લડાઇમાં માર્યા ગયા અથવા ઇસ્લામ સ્વીકારી લઇને ગાઝી બન્યા અને દરેક ઠેકાણે શાન્તિ કાયમ થઇ ગઇ.

———

# ફુતૂહાતે ફાસ°.

## ઇરાક ઉપર ચઢાઇ.

ઇરાક–જે હવે ઇરાકે અરબના નામથી પ્રખ્યાત છે જે પહેલા ઇરાનની સત્તા હેઠળ હતો એ માટે પહેલા ઇતિહાસકારોયે તેને ફારસ લખ્યું છે. પરંતુ એ પછી તેની ઉપર અરબ સત્તાશિલ થઇ ગયાં, એ માટે તે ભાગ ઇરાકે અરબના નામથી પ્રખ્યાત થયો અને બીજા ભાગનું નામ ઇરાકે અજમ થયું.

જ્યારે અરબમાં ખુદાના ફઝલથી સંપૂર્ણ શાન્તિ પ્રસરી ગઇ તો, એક બીજું કારણ મુસલમાનોને લડતા રહેવાને માટે ઉપસ્થિત થયું. અને તે એ કે પાછલા દુષ્કાળના દિવસોમાં એક વેળા નવશેરવાંના સમયમાં રબીઆ કબીલાયે, હિજાઝની ભૂમિમાંથી નીકળી જઇને, શાંતિ, સુખ, કુશળતા અને આરામ માટે ઇરાકની તરફ ચાલ્યો ગયો હતો. જ્યારે આ લોકો ત્યાં પહોંચ્યા તો, બાદશાહે તેમને પોતાની હુઝુરમાં બોલાવ્યા. મુસન્ના બિન હારિસ શયબાની જે તેમનો સરદાર હતો. નવશેરવાંના દરબારમાં હાઝર થયો. જ્યારે બાદશાહે તેમના ઇરાક આવવાની હકીકત પુછી તો, તેમણે દુષ્કાળની સઘળી હકીકત કહી સંભળાવી. જેથી નવશેરવાંયે ખુશીની સાથે તેમને રહેવાની રઝા આપી. અને આ પણ કહી દીધું કે દંગો ફસાદ નહિ કરે. જ્યારે તેમને થોડી મુદ્દત ત્યાં રહેવાને થઇ ગઇ ત્યારે થોડા ખાસ કારણોને લીધે ફારિસના રહેવાસીઓને અરબોથી એક ખાસ ઝાતનો તિરસ્કાર ઉત્પન્ન થઇ ગયો અને તેમને સતાવવા લાગ્યા. પહેલાં તો, આ લોક ચુપ રહયા. પરંતુ, પછી તેમના સરદાર મુસન્નાયે હઝરત અબુબકર સિદ્દીક (રદી૰) ને આ હકીકતની ખબર આપી અને લખી મોકલ્યું કે તમે મદદ કરો તો, આ લોકોનો મુકાબલો કરીને દીને મુહમ્મદીનો ફેલાવો કરવામાં આવે

હઝરત સિદ્દીક અકબર (રદી૰) એ મુંસન્નાની આ તજવીઝ સહાબાની રૂબરૂ રજુ કરી અને અંતે આ ફયસલો થયો કે હઝરત ખાલિદ (રદી૰) ને મુસન્નાની મદદ માટે રવાના કરવામાં આવે. જેથી કરીને સિદ્દીકે અકબર (રદી૰) એ ખાલિદ (રદી૰) ને પત્ર લખ્યો કે તમે આ પત્રને જોતાંજ ઇરાકની તરફ મુસન્ના બિન હારિસની મદદ અને સત્ય

ધર્મના પ્રચાર માટે રવાના થઈ જાઓ અને તમારા સાથના ઇસ્લામીઓ પણ આ હુકમ મુજબ વર્તે અને તમારી ફવજ તમારા કહયા મુજબ ચાલે. આ ફરમાન અબુ સઇદ ખુદરી (રદી૦)ના હાથે હ૦ ખાલિદ (રદી૦)ના પાસે મોકલાવ્યા અને તાકીદ કરી કે હઝરત ખાલિદ (રદી૦) જ્યાં સુધી રવાના નહી થાય ત્યાં સુધી તમારે પાછા આવવું નહિ. એ મુજબ અબુ સઇદ (રદી૦) એ ખાલિદ (રદી૦) ને પત્ર પહોંચાડીને, ઝબાની પણ તાકીદ કરી દીધી, જેથી કરીને ખાલિદ (રદી૦) એ બધા ગાઝિયોને ભેગા કરીને જેહાદના ગુણો અને ફાયદાઓ બયાન કર્યા અને પછી ખિલાફતના હુકમ સંભળાવ્યા. જેના જવાબમાં બધા લશકરીઓ અને તેમના સાથીઓ **"સમિઅના વ અતઅના"** કહીને, બીજેજ દીવસે ઠરાવ્યા મુજબ ખાલિદ (રદી૦) એ કુચ કરી જવાની તય્યારી કરી દીધી.

એવીજ રીતે એક પત્ર સિદદીકે અકબર (રદી૦) એ મુસન્ના બિન હારિસ શીબાનીને પણ મોકલ્યો કે અહિંથી ખાલિદ (રદી૦) તમારી પાસે પહોંચે છે અને તેઓ એવા શખ્સ છે કે જેમને હઝરત રિસાલાત મઆબ (સલ૦) એ **"સયફુલ્લાહ"** નો ખિતાબ આપ્યો છે અને યુધ્ધ કળામાં તેમના કરતાં સારો કોઇ માણસનું મળવું ઘણુંજ મુશકિલ છે. સારાંશ કે આયત "અશિદદાઓ અલલ કુફફાર" ને સંપુર્ણ તેઓ યોગ્ય છે. જ્યારે તેઓ તમારે ત્યાં પહોંચે તો, તેમને સિપહસાલાર સમજવો અને તમે સલાહ ને મશવિરામાં વઝીરનું કામ કરજો. જ્યારે મુસન્નાને આ પત્ર મળ્યો તો, તે સંતોષિત થયો અને ખાલિદ (રદી૦) ની કાગને ડોળે પ્રતિક્ષા કરવા લાગ્યો. હઝરત ખાલિદ (રદી૦) પણ મન્ઝીલ દર મન્ઝીલ કરીને ઘણી જલદી ઇરાકની હદોમાં દાખલ થઇ ગયા અને પ્રથમથીજ, પહેલાની પેઠે દરેક મન્ઝીલ ઉપર યા તો, લોકોને શરણે કર્યા યા તો, કત્લ કરી દઇ, જહન્નમ વાસીલ કરી દીધા.

---

## કુફા અને હયરાના હાકિમો શરણે.

ખાલિદ (રદી૦) જ્યારે ઇરાકની ભૂમિમાં પહોંચ્યા તો, મુસન્ના બિન હારિસે તેમનો સ્વાગત કર્યો અને બધા સાથે મળીને સંમતિયે સંગઠિત થઇને કુફાની સરહદ તરફ રવાના થયા માર્ગમાં બધા સ્થળે આ

વિજેતા લશકર પોતાનો હેતુ બરાબર સિધ્ધ કરતું જતું હતું, અને દીને ઇસલામ કબુલ કરવા, અથવા ઇસલામી હુકમતના તાબે થઇ રક્ષણ ટેક્ષ આપવા, અથવા લડાઇ માટે તૈયાર થઇ જવા માટે કહેતા હતા. જે નીયમના આધારે અનેક મગરૂરોનો ગર્વ નષ્ટ થયો, અને સંખ્યાબંધ ધર્મના શત્રુઓને જહન્નમ તરફ મોકલી દેવામાં આવ્યાં અને તેમનાં માલ, જાનવરો વીગેરે, હઝરત ખાલિદ (રદી૦)ના કબઝામાં આવ્યાં. એવીજરીતે જ્યારે આ લહેરાતો દરયા **બાહિકયા** અને **બસૂંમાં** ઉપર પહોંચ્યો તો, ત્યાંના હાકિમોને પણ ઇસ્લામ સ્વીકારનો અથવા શરણે આવવાનો સંદેશો મોકલવામાં આવ્યો, જે ઉપરથી **જાબાન** અને **સલુબા**-જેઓ આ ઉભય સ્થળના હાકિમ હતા. હાઝિર થઇને સુલ્હ કરવાની ઇચ્છા ઝાહિર કરી. ખાલિદ (રદી૦) જો કે તેમના દેશના રીત રીવાજોથી નાવાકિફ હતા, તેથી સુલહ માટે ના પાડી નહિ અને દસ હઝાર સોના મોહરો. અને કંઇ અમુલ્ય વસ્ત્રો લઇને તેમને હાલ માટે છોડી દીધા. પછી ત્યાંથી વધીને હીરા પહોંચ્યા તો, તેના કિલ્લા અને ઘેરાવાને બહુ મઝબુત જોયા અને કંઇ ત્યાંના લોકોની ઉધ્ધતાઇ પણ જોઇ માટે ખાલિદ (રદી૦) એ ત્યાં ઉતારો કરીને લડાઇનો વિચાર કર્યો. હીરાના રાજ્યાસન ઉપર, મતાંતર મુજબ કબ્સા બિન નોવયબ,-તાઇ, અથવા અયાસ બિન કુબ્સા હતો. હઝરત ખાલિદ (રદી૦) એ તેને સંદેશો મોકલ્યો તો, તેણે પોતાને ત્યાંના જાગીરદારો અને રઇસોને બોલાવીને સલાહ કરી અને સલાહ પછી, સુલ્હ ઉપર મામલો ખતમ કરવા ઇચ્છયું. પચીસ હઝાર રૂપીયા (નવ હઝાર દિહંગ) અને કેટલીક અમુલ્ય વસ્તુઓ ઉપર સુલહ થઇ ગઇ. અને એજ એ પહેલી ખંડણી અથવા જિઝયા હતા, જે ખિલાફતે સિદદીકિયામાં મુસલમાનોને સર્વ કરતાં પહેલાં વસુલ થયા હતા. અને દારૂલ ખિલાફતમાં મોકલી દેવામાં આવ્યા હતા કે, જેનાથી મુસલમાનોને ઘણી ખુશી હાસિલ થઇ હતી.

---

## ઝાતુસ્સલાસિલનું યુદ્ધ.

હીરાથી ફુરસદ પામ્યા પછી જ્યારે મુસન્ના અને અયાઝ બિન ગનમ વીગેરેની પણ બધી ફવજો, ખાલિદ (રદી૦)ના લશકરમાં મળીને સર્વની સંખ્યા અઢાર હઝારની થઇ. હવે ખાલિદ (રદી૦) એ અબલ્લહની

તરફ આગળ કદમ વધાર્યાં અને તે જગ્યાના હાકિમને પોતાના આગમનના હેતુની ખબર આપી. અહિં ફરી હઝરત ખાલિદ (રદી૦) એ ફવજને ત્રણ ભાગમાં વહેંચી દીધી. એકની સરદારી તો, મુસન્ના બિન હારિસ શયબાનીને આપી અને બીજા ભાગને સદી બિન હાતીમતાઇને હવાલે કર્યો અને ત્રીજાની કમાન ખુદ પોતાના હાથમાં રાખી, અન્દાઝો આ રાખ્યો કે હરેક લશકરી ભાગ, એક બીજાથી એક દીવસના છેટા પર રહે કે જેથી કરીને દુશમનને લશકરની ખરી બાતમી પણ મળવા પામે નહિ. અને એક પછી એક દરરોઝ પહોંચવાથી તે સમજી લે કે હજી ફવજની સંખ્યા પાછળથી આવતીજ જાય છે.

અબ્બેલહમાં હુરમુઝ નામી એક શખ્સ ફારસ તરફથી ગવર્નર તરીકે નીમાયલો હતો, જે પોતાની શૌર્યતા અને યુદ્ધ-કળા નિપુણ હોવાથી ઘણો મશહુર હતો. જ્યારે તેણે હ૦ ખાલિદ (રદી૦)ના આવવાની ખબર સાંભળી તો ફારિસના શાહની સેવામાં અર્ઝી લખીને મદદની માગણી કરી, જેથી તેની મદદ માટે એક મોટી જંગી ફવજ મોકલવામાં આવી. જ્યારે તે પહોંચી ગઇ ત્યારે, હુરમુઝે હદીર નામી સ્થળમાં પોતાનો પડાવ નાંખ્યો, અને પોતાના આખા લશકરની આસપાસ એક લોખંડી સંકળોની વાડ નાખી દીધી. એજ માટે આ લડાઇને **ઝાતુસ્સલાસિલ** કહે છે.

અહિંથી હઝરત ખાલિદ (રદી૦) એ પ્રથમે મુસન્નાને રવાના કર્યા. જેણે હુરમુઝની સ્હામેના મયદાનમાં પોતાની છાવણી નાખી પરંતુ, સંજોગે ત્યાં પાણી નહતું, જેથી કરીને તકલીફ થવાનું કારણ હતું. બીજા દીને જ્યારે હઝરત ખાલિદ (રદી૦) આવ્યા તો, તેમના સાથીઓએ પણ કેમ્પના સ્થળ માટે ટીકા કરી, પરંતુ ખાલિદ (રદી૦) એ કહ્યું કે ગભરાઓ નહિ. ખુદાને સર્વ શકિત છે. તે ચાહે તો, અહિં પાણી મોકલી શકે છે. અને થયું પણ એમજ કે તેજ વેળા એક કાળી વાદળી ચઢી આવી અને એવી રીતે તે વર્ષી કે દરેક તરફ પાણીજ નજરે પડવા લાગ્યું.

સારાંશ કે આ સામાનો પછી ખાલિદ (રદી૦) એ, લશકરને મયદાનમાં આણી, વ્યવસ્થિત પુર્ણ ગોઠવ્યું. આ બાજુ હુરમુઝે પણ પોતાના લશકરને સમજાવ્યું અને આખા લશકરમાં ફરી ફરીને હિમ્મત વધારવા લાગ્યો. હઝરત ખાલિદ (રદી૦) એ તો, પ્રથમેથીજ તઇયારી કરી લીધી હતી. આગળ વધ્યાં અને અવાઝ દીધો કે હુરમુઝ અહિં છે કે? જો તે

મર્દ હોય તો, સ્હામે આવે. આ સાંભળતાંજ હુરમુઝ ઝટ બાહિર નીકળ્યો અને આવતાંજ તેણે અજબ ઢબે કહ્યું કે: આઓ, ઘોડાપરથી ઉતરો. બન્ને બહાદુરો ઘોડા ઉપરથી ઉતરી પડયા અને લડવા માટે તઇયાર થઇ ગયા. હઝરત ખાલિદ (રદી૦) એ વાર કર્યો. હુરમુઝે ઝરા હઠીને તે ખાલી દીધો, પછી તેણે ખાલિદ (રદી૦) ઉપર વાર કર્યો, જેને ખાલિદ (રદી૦) એ ઢાલ ઉપર ઝીલીને, તેની તલવાર છીનવી લીધી. અને જલદીથી તેના કમરબન્દને પકડીને, ઉંચકી ઝમીન ઉપર પટકી માર્યો. આ હાલતને જોઇને બન્ને પક્ષના હિમાયતીઓમાં યુદ્ધ આરંભાઇ ગયુ પરંતુ, અહિંથી કઅકાઅ બિન ઉમરે એવી જલદી અને ચાલાકી દેખાડી કે લશકરોમાંથી કોઇપણ હિમાયતીઓની મદદ કરી શકયો નહિ અને હિમાયતી આપસમાંજ ગુંઠાઇ ગયા. એટલામાં હઝરત ખાલિદ (રદી૦) હુરમુઝનું માથું ધડથી જુદું કરીને, પોતાના ભાલા ઉપર ઉંચું કર્યું. બસ, પછી શું હતું. વિરોધીઓના લશકરમાં ન્હાસમ ન્હાસી શુરૂ થઇ ગઇ. અને મુસલમાનોએ આ તકનો લાભ લઇને દુર સુધી તેમનો પીછો કર્યો. આ લડાઇમાં ગનીમતના બીજા માલ સિવાય એક લાખ રૂપીયાનો હુરમુઝનો એક કીમતી જવાહિરોનો હાર હતો, જે લડાઇના મેદાનમાં તે પહેરીને આવ્યો હતો. અને હઝરત ખાલિદ (રદી૦) લડાઇના કાનુન મુજબ તેના માલિક થયા હતા. બીજો એક જંગી હાથી હતો, જે ખાસ હુરમુઝની સવારીનો હતો. આ લડાઇમાં કાફિરોના આઠ હઝાર માણસો માર્યા ગયા અને મુસલમાનોના થોડાક માણસો સિવાય બીજું કંઇ નુકસાન થવા પામ્યું નહિ. પછી હઝરત ખાલિદ પાંચમો હિસ્સો ગનીમતના માલમાંથી કાઢીને, તે લશકરીઓને વ્હેંચી દીધો અને પાંચમો ભાગ હાથી અને તાજ સાથે મદીનએ તૈયબામાં મોકલી દીધા. જયારે આ ચીઝો મદીના પહોંચી ત્યારે, લોકો તેને નવાઇઓ સમજવા લાગ્યા અને ખુદા પાકના હઝાર હઝાર શુક્ર બજાવી લાગ્યા, જેણે આ બદમસ્તોની મસ્તીને ઉતારી દીધી છે.

---

## નેહરની લડાઇ.

હુરમુઝ જો કે પોતાના સર સામાન અને મ્હોટી તઇયારીથી લડયો હતો પરંતુ, કવમી જોશ અને ઇશ્વરી મદદે મુસલમાનોને વિજય માળા

પહેરાવી. એ પછી શાહે ફારિસે એક બીજું લશકર કારિનની સરદારી હેઠળ રવાના કર્યું, કે જેથી કરીને અરબોનું સારી રીતે વેરણ ખેરણ કરી દેવામાં આવે. કારિન એક પ્રખ્યાત જનરલ અને મશહુર યોધ્ધો હતો. તે પોતાના લશકરને લઇને આવી રહયો હતો કે ન્હાસી આવનારાઓનુ ટોળું તેને મળ્યું અને તેને યુધ્ધના પરિણામથી ઝાહિર કર્યું. કારિને સાંભળીને અફસોસ કર્યો અને કહ્યું કે હજી પણ કંઇ ગયું નથી. અમે હમણાં આ બદવિયો (જંગલી અરબો)ને બાહિર કાઢી નાખીએ છીએ. તેણે તેજ ઠેકાણે નેહ્ર પાસે ડેરા નાખી લડાઇનો સામાન શુરૂઅ કરી દીધો. હ૦ ખાલિદ (રદી૦)ને જ્યારે આ ખબર પડી તો, તેઓ કયાં થોભી શકનાર હતા. તેઓ પણ નેહ્ર પર પહોંચ્યા અને લડાઇનો બાઝાર ગર્મ થયો. જેમાં કારિન પોતાના સાથી અને સરદારો સાથે ફના થઇ ગયો અને ફારસીઓ એકદમ ન્હાસવાનુ કામ આદરી લીધું. ફત્હ પછી ગણત્રી કરતાં ત્રીસ હઝાર લાશો ફારસીઓની ગણાઇ. મુસલમાનોએ અગણિત લશકરીઓને કયદ કર્યા અને ગનીમતનો માલ, કાનુન પ્રમાણે પાંચમો ભાગ કાઢીને સિપાહીયોમાં વહેંચી દેવામાં આવ્યો.

---

## દલજાનું યુદ્ધ.

ફારસીઓના આ પરાજયની ખબર જ્યારે ફારિસના શાહને પહોંચી એક બહાદુર અને શુરવીર યોધ્ધા અન્દરઝગર નામક, જે સવાદ નામી ગામડાનો રહેવાસી હતો, અરબોના મુકાબલામાં મોટી ફવજ આપી મુકાબલા માટે રવાના કર્યો. અને બહમન નીઝવયહને, તેના નાયબ તરીકે સાથે કરી દીધો, જે બહુ પ્રખ્યાત લડવૈયો હતો. સારાંશ કે આ લશકરે દલજા નામક મુકામ ઉપર આવીને ઉતારો કર્યો. અહિંથી ખાલિદ (રદી૦) એ પણ નદદી પાર કરીને, તેના મુકાબલામાં સફબંધી કરી અને એક ભાગને છુપાવી દઇને, એક ભાગને પોતાની સાથે રાખ્યો અને ત્રીજા ભાગને એક કોસને ફાસલે જમાવ્યો. જ્યારે લડાઇ શુરૂ થઇ ત્યારે, મુસલમાનો લડતાં લડતાં કંઇ એવી રીતે પાછળ હઠતા જતા હતા કે જાણે તેઓ હવે હારવાની અને ન્હાસી જવાની અણી ઉપર આવી લાગ્યા છે. અહિં સુધી કે છુપાવી રાખેલા લશકરના એક ભાગ પાસે આવી પહોંચ્યા અહિં પહોંચીને મુસલમાનોએ તેઓ ઉપર એકદમ પાછા ફરીને ઝોરથી હુમલો કર્યો અને બીજી

બાજુથી છુપાયલા લશ્કરના એક ભાગે હુમલો કર્યો જેના અંગે ફારસીઓનું લશ્કર કપાઇ ગયું અને જે કંઇ લશ્કરી બચ્યા તે, કયદ પકડાયા. અન્દરઝગરે લડતાં લડતાં પીયાસને લીધે પ્રાણ ખોઇ દીધો. એના સરદારો અને પ્રજાને હઝરત ખાલિદ (રદી૦) એ આસરામાં લઇ લીધા અને પાંચમો ભાગ દસતુર મુજબ દારૂલ ખિલાફતમાં મોકલી દીધો.

---

## લીસ અને અમ-ઇસા વીગેરેની લડાઇ.

ગત લડાઇઓમાં હીરા વીગેરેના રહેવાસીઓને પણ ફારસીઓને પોતાના લશ્કરમાં દાખલ કરી દીધા હતા જેમાં ઇસાઇ પણ શામીલ હતા. એ માટે ઘણા ઇસાઇ પણ તેમાં તલવારના ધારે ઉતરી ગયા અને અનેક કયદી થયા. જેથી ઇરાકના ઇસાઇઓને પણ મુસલમાનોની સાથે એક ઝાતની ખાસ શત્રુવટ થઇ ગઇ. જેથી આ લોક લીસ સ્થાને ભેગા થઇને યુધ્ધની તઇયારીઓ કરવા લાગ્યા અને અબદુલ અસવદ અજલીને પોતાનો સરદાર બનાવી ફારિસના હાકિમ અદર્શેરને મદદ માટે લખી મોકલ્યું. તેણે બહમન જાઝવિયાને તેમની મદદ માટે મોકલ્યો અને જાબાનને પણ મદદ માટે તાકીદ કરી દીધી. પરંતુ ભોગ જોગે અદર્શેર બીમાર થઇ ગયો, જેના કારણે બહમન તો સમયનુસાર પહોંચી શકયો નહિ; અલબત્તા, જાબાન આવીને બળી ગયો.

હઝરત ખાલિદ (રદી૦) ને જ્યારે આ ખબર મળી તો, તેમણે પણ ઝટ પોતાના લશકરીઓને લઇને લીસ સ્થાને પહોંચી ગયા અને રણ શીંગડું ફુંકી દીધું. બન્ને મુકાબલામાં આવ્યા. હઝરત ખાલિદ બિન વલીદ (રદી૦) એ મયદાનમાં નીકળીને લડવા માટે ચેલ્લેંજ કરી. વિરોધી લશ્કરમાંથી એક મશહુર બહાદુર માલિક બિન કયસ નીકળીને રહામે આવ્યો પરતુ, ખાલિદ (રદી૦) ના એકજવારે પળવારમાં તેનુ માથું ટડણુચની જેમ ઉડી ગયું. મુશરિકોના ઇન્તેકામનો જોશ એથી અવર વધી ગયો અને તેઓએ ઘણીજ જાનતોડ લડાઇ કરી, પરંતુ ખાલિદ (રદી૦) ના મહાન બળ અને શૌર્ય રહામે તેમના પગ ટકી શકયા નહિ અને ઉભી પુછડીએ નાઠા. ખાલિદ (રદી૦) એ જ્યારે જોયું કે તેઓ નાસ ભાગમાં પડી ગયા તો, મુસલમાનોને લલકારીને કહયું કે: જુઓ, મયદાન જીતી

લીધું છે. શત્રુનો એક પણ માણસ હવે બચવા પામે નહિ અને એકદમ તેઓની પાછળ પડયા અને તલવાર અને ભાલા એવી ફુરતીથી ચલાવા લાગ્યા કે દુશમનો ઉપર ખુદાની ભૂમિ એટ એટલી વિશાળ હોવા છતાં, સંકોચિત થઇ ગઇ. સારાંશ કે એક લાખ સવારમાંથી ૭૦ હજાર કત્લ થયા અને પચીસ ત્રીસ હજાર નાસી ગયા. એ માટે મુસલમાન ઇતિહાસ વેત્તાઓએ આ યુધ્ધને "નેહરુદ-દમ" અર્થાત "ખુનનો દરયો" લખ્યું છે.

આ બધી વાતો ઉપરાંત આ વાત યાદ રાખવા પાત્ર છે કે મુસલમાનોએ—જેઓ સ્હવારથી હમણા સુધી લડાઇમાં મશગુલ હતા. હજી સુધી કંઇ ખાધું ન હતું. અને ભુખ્યા તરસ્યાજ લડાઇમાં મથેલા હતા. સ્હાંજે જ્યારે લડાઇથી ફુરસદ મળી અને દુશમનોના તંબુ, સામાન અને ચોપગા જાનવર તેમના કબ્જામાં આવ્યાં હતા, સાથેજ બાવરચીખાનાની પણ વ્યવસ્થા હતી અને પ્રસંગ એવોજ હતો કે ફૌજ માટે રોટલીઓ પકાવીને તઇયાર રાખવામાં આવી હતી કે બસ આવે અને ખાવાને મંડી પડે. પરંતુ તકદીરે બાઝી એવી રીતે પલટાવી દીધી કે નસરાનિયોની જગ્યાએ મુસલમાનોએ તેમનુ ખાણું તઇયાર કરેલું ખાધું. લખવામાં આવ્યું છે કે સફેદ ચાદર ઉપર સફેદ રોટલીઓ એવી સફાઇથી મુકવામાં આવી હતી કે મુસલમાનો જાણી શકતા હતા નહિ કે હાથ રોટલી ઉપર પડે છે કે ચાદર ઉપર !

રાત્રે ખાણું ખાધું, આરામ કર્યો અને માલે ગનીમત જમા કર્યા પછી ખાલિદ (રદી૦) એ સ્હવારે અમ-ઇશા તરફ ધાવો કરી દીધો. કેમકે બચીને નાસી ગએલા પણ એજ તરફ ગયા હતા. અને અમઇશા વાલાઓએ પણ લડાઇની સઘળી તઇયારી કરી મુકી હતી. પરંતુ ખાલિદ (રદી૦) ના એકાએક આવી પહોંચવાથી તેઓ ગભરાઇ ગયા અને તેઓ એટલીવાર સુધી પણ લડાઇને કાયમ રાખી શકયા નહિ કે પોતાના માલને બીજે કશે ઠેકાણે મોકલાવી દઇ શકે. અને પરિણામ આ આવ્યું કે ઘણીજ જલ્દી કત્લ, કયદ અથવા ન્હાસી ગયા અને ગનીમતનો માલ મુસલમાનોને હાથ લાગ્યો.

કહેવાય છે કે આ બન્ને લડાઇથી જેટલો ગનીમત અથવા લડાઇમાં મળેલો માલ મળ્યો. અને તેનો પાંચમો ભાગ, જે મદીનએ તય્યબા મોક-

લવામાં આવ્યો, તેટલો માલ મુસલમાનોએ પ્રથમે કોઇ પણ સ્થાનેથી મેળવવા પામ્યા હતા નહિ. આ બન્ને ઘટના સફર માસ સને ૧૨ હિજરીમાં બનવા પામી હતી.

---

## હીરાની ફતહ.

ઉકત લડાઇ દરમ્યાન હઝરત ખાલિદ (રદી૦) ને ખબર મળી ચુકી હતી કે હીરાનો અમીર કરારને ભંગ કરીને ફારિસના શાહ પાસેથી મદદ બોલાવી મંગાવી છે અને પોતે પણ લડાઇની તઇયારી કરી રહયો છે. એ માટે તેમણે ફવજને તે તરફ કુચ કરવાનો હુકમ આપ્યો અને ફુરાતના કાંઠે બાદકલા નામક સ્થાને-જ્યાં તેણે પોતાના છોકરાને એક મહાન લશ્કરની સાથે એજ હેતુએ મોકલ્યો હતો કે જો હઝરત ખાલિદ (રદી૦) દરયાના માર્ગે આવે તો, તેમને ત્યાંજ રોકવામાં આવે. અને થયું પણ તેજ કે હઝરત ખાલિદની સાથે લડાઇ છેડાઇ ને તેના દીકરાએ હાર ખાધી, અને મુસલમાનોને ફતહ નસીબ થઇ. બાદ અરબયન નામક સ્થળે જઇને, ઉતારો કર્યો, જ્યાંથી હીરાના મહેલ અને કિલ્લાઓ-જે પાકા અને મઝબુત બંધાયલા હતા-દેખાઇ રહયા હતા. મુસલમાનોએ કંઇ એવી તરફીબથી પોતાના લશકરના કેમ્પની ગોઠવણ કરી કે બધા હીરાના રહેવાસીઓ ઘેરાઇ ગયા અને જેથી કરીને તેમને ખુરાકી વીગેરે સામાન પહોંચાડવા માટે ઘણીજ તકલીફ અને અગવડ થઇ પડી. અંતે તેઓમાંથી એક નામવર જરનલ દયુરે નીકળીને મુકાબલો કર્યો પરંતુ, કાળ ચક્રના સપાટાથી કોણ બચી શકયો છે? દયુર સાહબ પણ આગળ વધ્યા અને લડતાં લડતાં કતલ થઇ ગયા. અંતે જયારે હીરા વાસીઓ તંગ આવી ગયા ત્યારે, અયાસ બિન કોબયઆ અને ઉમર બિન અબદુલ મસીહ બિન કયસ, હઝરત ખાલિદ (રદી૦) ની સેવામાં સુલહના હેતુએ હાઝર થયા, કહેવાય છે કે ઉમર બિન અબદુલ મસીહ હાથમાં એક ન્હાની શીશી લઇને આવ્યા હતા. ખાલિદે કહ્યું કે એમાં શું છે? તેણે કહ્યું કે હળાહળ વિષ (જહેર) છે. ખાલિદ (રદી૦) એ કહ્યું કે એને શા માટે સાથે લાવ્યા છો તો, તેણે કહ્યું કે એ માટે કે હું મ્હારી કવમમાં ઘણો વિદ્વાન અને લાયક સમજવામાં આવું છું. અને તેનેજ અંગે મ્હને તે

લોકોએ તમારી પાસે મોકલ્યા છે કે હું એ કામને પાર પાડીનેજ પાછો આવીશ. જો તમે મ્હારૂં કહ્યું નહિ માનશો તો, હું આ વિષને પી જઇશ અને મ્હારૂં નિષ્ફળ મ્હોડું મ્હારી કૌમને દેખાડીશ નહિ. હઝરત ખાલિદ (રદી૦) એ કહ્યું: વારૂ, આ શીશી મ્હને તો, દેખાડો. તેના હાથમાંથી, પોતાના હાથમાં શીશી આવતાં,

**બિસ્મિલ્લાહે વ બિલ્લાહે રબ્બિલ અર્દે વસ્સમાઇલ્લઝી લાયદુર્રો મઅસમેહી શયઉન ફિલ અર્દે વલા ફિસ્સમા—એ વહોવસ્સમીઉલ બસીર.**

પઢીને, તે શીશીમાંથી વિષ કાઢીને ખાઇ ગયા. અને બોલ્યા કે ખુબ યાદ રાખજો કે નીમેલા વખત સિવાય કોઇ નથી મરી શકતો. ઉમર બિન અબ્દુલ મસીહ હઝરત ખાલિદ (રદી૦) ની આ હિમ્મતથી દંગમુઢ થઇ ગયો અને તેણે પોતાની કવમને જઇને સમજાવ્યું કે આ લોકોથી જેમ બને તેમ સુલહ કરી લ્યો, એજ આપણા માટે સારૂં છે. કેમકે આ લોકો મવતને એટલું પ્રિય સમજે છે, જેટલું જીવનને । અને પછી તે આવીને હઝરત ખાલિદ (રદી૦) ને કહ્યું: જ્યાં સુધી તમારા જેવા માણસ તમારી કૌમમાં જન્મતા રહેશે, તમારી કવમ જે ચાહશે, તેજ થઇને રહેશે.

ટુંકમાં એજ કે બે લાખ નેવું હજાર દિરહમ આપીને હીરાવાલાઓએ દ્વાર ઉઘાડયું અને કરાર થયું કે તેઓ ઉપર હાથ ઉપાડવામાં આવશે નહિ.

આ ઘટના સન ૧૨ હિજરી રબીઉલ અવ્વલની ઇતિહાસ વેત્તાઓએ લખી છે. એટલે માત્ર બે ત્રણ માસમાંજ હઝરત ખાલિદ (રદી૦) એ એટ એટલા વિજય મેળવ્યા હતા, જે જમાનને બે વર્ષમાં પ્રાપ્ત ન થવાં. જેથી કરીને દુન્યામાં તેની બહાદુરીનો ડંકો વાગી ગયો. એ પછી હીરાના આસપાસના શહેર અને કસબાવાલાઓ—જેઓ હીરાનુ પરિણામ જોવા માટે થોભ્યા હતા. તેઓએ પણ હઝરત ખાલિદ (રદી૦) ની પાસે હાઝર થઇને જિઝયાવેરો આપવાનુ શુરૂ કર્યું. અને જેઓ રહી ગયા, તેઓ ઉપર ખાલિદ (રદી૦) એ ઝેરાર બીન અઝવર અને મુસન્ના બિન હારિસ વીગેરેને ચઢાઇ માટે રવાના કર્યાં કે જેથી યા તો, તે લોકોને મુસલમાન કરે અથવા જિઝયાવેરો લે અને જો આ બન્નેમાંથી કંઇ પણ ન સ્વીકારે તો, તલવારથી ફયસલો કરે.

ઝેગર બીન અઝવર વીગેરેને મોકલવા પછી હઝરત ખાલિદ (રદી૦) મઝંબાનોની એટલે ધર્માચાર્યોને તેજ વિષયનો પત્ર પણ લખ્યો. એ દરમ્યાન હઝરત ખાલિદ (રદી૦) ને અંબારના ફારિસ વાસીઓ, ઇસાઇ અરબો, અને ઇરાકના ઇસાઇયોનું એક મ્હોટું ભેગું લશકર જમા થવાની ખબર મળી અને જણાયું કે આ કિલ્લા અને શહેરની ખન્દક વીગેરે દરેક લડાયક રક્ષણના સાધનો સમારવામાં આવી રહયાં છે અને બધા પરાજય પામેલા સરદારો અને અફસરો પણ ત્યાંજ ભેગા થવા લાગ્યા છે અને જે પત્ર હઝરત ખાલિદ (રદી૦) એ ત્યાં મોકલ્યો હતો તે પણ, ઘણાજ તિરસ્કાર સાથે પાછો વાળવામાં આવ્યો. આ ઉપરથી હઝરત ખાલિદ (રદી૦) એ પણ તઇયારીઓ શુરૂ કરી દીધી અને ત્રીસ હઝાર ફવજ લઇને કુચ કરી દીધી. ત્યાં જઇને જોયું તો, ખરેજ, શહેરની ચોમેર એક મોટી ખન્દક છે, જેને પાર કરવું અસંભવિત છે અને બીજું કિલ્લો પણ એટલો મજબુત અને લડાયક સર સામાનથી પૂર્ણ છે કે સહેલાઇથી તેનુ પડવું બહુજ મુશ્કિલ છે. તદુપરાંત, લશકરપણ તેમની પાસે પુરતો છે.

મૃત્યુની નઝરે ચઢેલા અંબારના ગવર્નર શાહઝાદાયે પોતાની સીતેર હઝાર ફવજને જ્યારે તેઓ કરતાં પણ બમણી જોઇ તો, વિના અચકાયે લડાઇ માટે તઇયાર થઇ ગયો અને ઇસ્લામ સ્વીકાર, યા શરણે અથવા જિઝયો આપવાને માટે કંઇ પણ વિચાર્યું નહિ. મુસલમાનોની ફવજ પણ હવે ખુદાના ફઝલથી ઘણી ખરી વધી ગઇ હતી અને તે દેશોના લડાયક યંત્રોને પણ જોઇ ચુકી હતી પરંતુ એ છતાં, તેમના ઉપયોગની, તેમને જોઇએ, તેવી માહિતી થઇ શકી નહતી અને શાહઝાદાએ પોતાની ૭૦ હઝાર ફવજને લોખંડી બખ્તરોથી સજ્જ કરી દીધી હતી કે તલવાર, જે અરબોનો ખાસ હથયાર છે, તેને પોતાનુ પાણી દેખાડવાની તકજ મળે નહિ. પરંતુ અહિં તો, કુદરત, સશોધની માતા સ્વીકારાઇ ચુકી છે. લડાઇમાં શું, કોઇ પણ દુન્યવી કામમાં જો ઝુરૂરત મુજબ ઉપાયો કરવામાં ન આવે તો, કામ ચાલી શકતું નથી. હઝરત ખાલિદ (રદી૦) એ આ લોખંડમાં ડુબેલી ફવજને જોઇને એક યોજના ઘડી લીધી અને તીર અન્દાઝોને બોલાવીને હુકમ આપ્યો કે ઠીક નેમ બાંધીને તેમના ચક્ષુઓ પર તીર મારે. બસ, અહિંથી જો એકી સાથે તીર વર્ષવા લાગ્યા તો, પહેલાજ હુમલામાં, એક કથન મુજબ, એક હઝાર અને બીજા મુજબ

કેટલીક હજાર જણ પોતાની આંખો આપી બેઠા. એજ કારણે કેટલાક અરબી ઇતિહાસકારો આ લડાઇને "ઝાતુલ-ઉયુન" અર્થાત "આંખોની લડાઇ" નું નામ આપ્યું છે.

સારાંશ કે જ્યારે આ ગયબી ગોલાઓથી, ફ્વલાદી શરીર અને લોખંડી વસ્ત્રની યોજના ધુળમાં મળી ગઇ ત્યારે, તેઓ કિલ્લા બંધ થઇ જવાના હેતુએ પાછળ હઠવા લાગયા. અને હઝરત ખાલિદ (રદી૦) ને કહી મોકલ્યું કે જો તમે સુલહ કરી લો તો, ઠીક છે, નહિ તો, હવે તમે અમારૂં કંઇ પણ બગાડી શકતા નથીજ. પરંતુ ખાલિદ (રદી૦) એ ગત બાબતો ને જોતાં, સુલહને ગણકારી નહિ. પરંતુ હવે વચમાં ઝબરદસ્ત ખાઇ (ખન્દક) અને કિલ્લાની અચળ મઝબુતાઇને તેઓ શું કરી શકતા હતા. અંતે તેની પણ એક તદબીર કરવામાં આવી કે એક જગ્યાને પાર કરવા માટે નકકી કરી, તેમા બુઢ્ઢા, કમઝોરજ કામમાં નહિ આવી શકે તેવા, ઉંટોને ઝબ્હ કરીને નાખી દેવામાં આવ્યા. અહિં સુધી કે ખન્દક ભરાઇ ગઇ અને ઇસ્લામી લશકર, તેને પાર કરીને શહેરના કિલ્લાની દીવારો પાસે પહોંચવાનુ અરંભી દીધું.

ઇરાનીઓયે આ પ્રસંગે જે પ્રાણના માટે લડાઇ કીધી તે, કંઇ ઓછી પ્રસંશનિય નહતી. મુસલમાનોના કિલ્લાના બાણનારા હતા અને ઇરાનીઓ કિલ્લાની દીવારો ઉપરથી ઝોર શોરથી તીર ફેંકી રહયા હતા પરંતુ, મુસલમાનો તો, આવા પ્રસંગે, કોઇ મુશકિલને મુશકિલ સમજતાજ નહતા. જેવી રીતે તેઓએ ખન્દકને ભરીને, કિલ્લાની દીવારો સુધી પહોંચવાની તદબીર કાઢી હતી તેવી રીતે, હવે કમન્દ અને સીઢીઓના સાધને કિલ્લામાં દાખલ થવાની પણ યોજના યોજી કાઢી અને એક શ્વાસે થોડાક માણુસ મરતાં મરતાં, કિલ્લાની દીવાર ઉપર પહોંચી ગયા અને જતાં વારજ અનથક કોશીશ કરીને, કિલ્લાનો દરવાઝો ઉઘાડી દીધો. આ બાપડાઓનુ જીવતું રહેવું તો, ઘણું મુશકિલ હતું. કેમકે શત્રુ-દળમાં તેઓ ગણત્રીના, ઉંટના મ્હોડામાં જીરૂંની કહેવત મુજબ હોવાથી, તેઓ શું કરી શકવાના હતા. પરંતુ આ હિમ્મત ખરેજ, જોવા પાત્ર અને વખાણવા લાયક હતી. દ્વાર ઉઘડતાંજ ઇસ્લામી લશકરનો રેલો કીલ્લામાં ઘસી ગયો. આ વેળા ઇરાનીઓના ગભરાટ અને ગવર્નરના મુઝવણની કોઇ હદ ન હતી. હવે તેઓ સાક્ષાત મૃત્યુ પોતાની સમીપ ઉભેલું જોઇ રહયા હતા.

જેથી કરીને તેઓ એક સાદે અમાન ! અમાન ! (રક્ષણ રક્ષણ)ની બુમો પાડવાની શરૂ કરી. એ ઉપરથી હ૦ ખાલિદ (રદી૦)એ તેઓ ઉપર દયા ખાઇને, મુસલમાનોને તલવાર મ્યાનમાં કરી લેવાની આજ્ઞા કરી અને તેમને કહી દીધું કે ત્રણ દીવસની અંદર અંદર કિલ્લો ખાલી કરી દો. જેથી આ લોકોએ પોતાના પુત્ર સ્ત્રી અને જરૂરી સર સામાન ઉંટ, ખચ્ચરો અને ઘોડા ઉપર લાદીને કિલ્લો ખાલી કરી દીધો. હઝરત ખાલીદ (રદી૦) એ ત્યાં ઇસ્લામી ધ્વજા ફરકાવીને મોટા સાદે તકબીર પઢી અને અઝાન તેમજ નમાઝના અવાઝથી આ ઇલાકાના રણ અને પર્વતોને, પોતાના આવવાની ખબર આપી દીધી.

---

## અયનુત્તમરની લડાઇ.

હઝરત ખાલીદ (રદી૦)ને અંબારમાં રહેવાને થોડા પણ દીવસ ગુઝર્યાં ન હતા કે અયનુંત્તમરમાં વિરોધીઓનુ એક મોટું ટોળું ભેગું થવાની ખબર મળી. અયનુત્તમર તે સ્થળ હતું જ્યાં, બેહરામ ચોબીનનો બેટો મહરાન ગવર્નરી કરી રહયો હતો. અને તેના ઉંચ્ચ ખાનદાન રાજવી કુટુંબના કારણે બધા કબીલાના સરદાર અને અફસરો તેના હુકમને માન સાથે વધાવી લેતા હતા, જેઓમાં અજમીઓ ઉપરાંત, અરબોનુ પણ એક અસંખ્ય ટોળું હતું, જેઓએ યા તો, ઇસાઇય્યત સ્વીકારી લીધી હતી યા, મજુસીય્યત ! અને ઇસ્લામથી માત્ર અજ્ઞાનજ નહી બલ્કે તેની સખ્ત વીરૂધ હતા. અને તેઓમાં ઉકબા બિન ઉકબા એક બહુ મોટો બહાદુર સરદાર હતો, જે મલ્લ-કળાનો દઅવેદાર અને પોતાની બહાદુરી પર અતિષ્ય ગર્વિષ્ઠ હતો. તદુપરાંત તમરંદ-તગલબના કબીલા પણ ત્યાં વસતા હતા, જે બધા મહરાનના તાબેદાર અને સત્તા હેઠળ હોવાથી મદદગાર હતા સારાંશ કે મહરાન સંપૂર્ણ બળાધિકારી હતો.

હઝરત ખાલીદ (રદી૦)ને જયારે આ બાબતની ખબર પડી તો, તેમણે ઝબર્કાન બિન બદ્રને અંબારના રક્ષણ અને અમીર પદ ઉપર નીમીને તત્કાળ અયનુત્તમરની તરફ પ્રયાણ કર્યું. અને ત્યા પહોંચીને વીરોધીઓને ઇસ્લામ અંગીકાર કરવાની અથવા જિઝયો આપવાને કબુલવાની દઅવત આપી તો, તેમણે પ્રથમની પેઠે, તેનાથી ઇન્કાર કરીને લડાઇ માટે તઇયારી

શરૂ કરી દીધી. અને તેમાં અકબા બીન અકબાએ—જે મુંતનરસેરા અર-બોનો સરદાર હતો—બીડુ ઝડપ્યું કે અમે પણ અરબ છીએ અને મુકાબલામાં પણ અરબ છે, માટે:—

**કે આહન બ આહન તવાં કર્દ નર્મ.**

અર્થાંત—લોઢાને લોઢું નર્મ કરે છે, ની કહેવત અનુસાર અગારાથી સારો તેમના મુકાબિલા અને લડાઇ માટે કોઇ સીપેહસાલાર મળશે નહી. ઉકબાનો મત વજનદાર હતો, એ માટે સર્વએ માન્ય રાખ્યો અને તેનેજ સીપહસાલાર તરીકે નીમીને મોકલવામાં આવ્યો. સારાંશ કે ત્યાંથી અકબા અને અહીંથી ખાલીદ (રદી૦)એ લડાઇ શરૂ કરી દીધી. અકબા પણ સીંહની પેઠે ઝપટી પડયો પરંતુ, અહિં તો, સયફુલ્લાહની લડાઇનો ઢંગજ જુદો હતો, તેમણે આવતાંની સાથેજ લડાઈ અને નેઝાથી તો, કંઇએ કામ નહીં લેતાં, હાથ વધારીને, ઉકબાનુ માથું પકડી લીધું. અને પકડયું તો, એવા બળથી કે ઉકબાએ છોડવવાને ઘણીએ ગાથાઝીક કરી, પરંતુ ખાલિદી પન્જાથી મુક્તિ મેળવી શકયો નહિ. અને હઝરત ખાલિદે તેને ઘેડા પરથી ઉતારી લીધો અને પોતાના લશકરીઓને કહ્યું કે: એને જીવતો લઇ જઇને કયદ કરી દો.

એક બળવાન સીંહનુ, ચકલીની પેઠે બાઝના કાબુમાં આવી જવું, કંઇ ન્હાની સુની વાત ન હતી. જેથી કરીને માત્ર એજ બનાવથી વિરોધીઓના લશકર પર એક ભય છવાઇ ગયો અને પછી મુસલમાનોએ જે હુમલો કર્યો હતો, તેમા દુસમનોએ નાસવામાંજ મુક્તિ સમજ્યા. જેને અંગે ઘણાં કત્લ થયા અને કેટલાક કયદી બન્યા અને એવી રીતે અયનુત્તમર પર અલ્લાહ તઆલાએ મુસલમાનોને ફતેહમંદ બનાવી ઇસ્લામનો અલમ (ધ્વજા) ફરકાવ્યો. કિલ્લા વીગેરેનો બધો માલ મુસલમાનોના કબજામાં આવ્યો અને તેમાંથી, ધારા મુજબ પાંચમો ભાગ કાઢીને, ગાઝિયોને વહેંચી દેવામાં આવ્યો.

---

## દવમતુલ જન્દલની ફત્હ.

અરબ અને શામની વચ્ચે દવમતુલ જન્દલ એક રીયાસત હતી, જેના સંખ્યાબંધ કિલ્લા અને રઇસો હતા. કેટલાક તો આ હઝરત (સલ૦)

ના વખતમાંજ તાબે થઇ મુસલમાન થઇ ગયા હતા અને કેટલાક બાકી હતા. મુસલમાન થઇ ગયેલા રઇસોને પણ, આં હઝરત (સલ૦) ના સ્વર્ગવાસી થવા પછી, અધર્મના વાવરાયે ઘેરી લીધા હતા માટે તેમને ઠેકાણે લાવવાની ખાસ જરૂર હતી. એ માટે હઝરત અબુબકર સિદદીક (રદી૦), અયાઝ બિન ગનમને આ કાર્ય ઉપર રવાના કર્યા હતા પરંતુ, રઇસોના સંપ અને એકતાયે તેમને જોઇએ, તેવી સફળતા મેળવવા દીધી નહિ. ત્યારે હઝરત ખાલિદ (રદી૦) ને ત્યાં જવાનો હુકમ મોકલવામાં આવ્યો. જેથી તેઓ ઝટ ચુંટેલા શૌર્ય પુર્ણ લશકરના સમુંહ સાથે કુચ કરીને ત્યાં પહોંચી ગયા.

દવમતુલ જન્દલમાં ઇસાઇયોની હુકુમત હતી અને તેમની સાથે ગ્નાન, કલ્બ અને તનુખ વીગેરે કબીલા પણ શામિલ થઇ ગયા હતા. અને આજ એકત્રતાએ અયાઝ બિન ગનમ જેવા બહાદુરને તેઓ ઉપર વિજય પામવા દીધી નહિ. પરંતુ જેવા હઝરત ખાલિદ (રદી૦) ના આવવાની તેઓએ ખબર સાંભળી તો, તેમની હિમ્મતે જવાબ દઇ દીધો અને અકીદર બિન અબદુલ માલિક નામી એક સરદાર તેઓથી અલગ થઇને નાસવા લાગ્યો હઝરત ખાલિદ (રદી૦) ના લશકરે નાસતાને પકડીને, તેના સાથીઓ સાથે યમદ્વારે મોકલી દીધો. તે પછી સર્વ કરતાં મોટો સરદાર જવદી બિન રબીઆયે મુકાબલો કર્યો પરંતુ, તેને પણ શીકસ્ત મળી અને લડાઇમાં કત્લ થઇ ગયો. એ પછી તેના કિલ્લાની ઉપર સયફુલ્લાહે તલવારના બળે કબઝો કર્યો અને એવી રીતે ઠામે ઠામ ઇસ્લામનો બોલબાલા થઇ ગયો.

---

## હયરા ઉપર ઇરાનીઓની બીજા વખતે ચઢાઇ.

હઝરત ખાલિદ (રદી૦) જે દીવસોમાં દવમતુલ જનદલ પ્રત્યે ગયા હતા તો, કઅકાઅ બિન ઉમરૂ તમીમીને હયરામાં છોડી ગયા હતા જ્યારે ઇરાનીઓને આ વાતની ખબર પડી, કે હઝરત ખાલિદ (રદી૦) થી મયદાન ખાલી જોઇને, હયરાને કબ્ઝે કરી લેવાની ફરી કોશીશ કરી અને ઝરમહર અને રોઝ બહર, નામના બે મશહુર જનરલોના હાથ નીચે હસીદની તરફ લશકર રવાના કર્યું, જે હયરાની પાસેજ હતું. કઅકાઅ બિન

ઉમરૂને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે, તેમણે એક પત્રમાં હઝરત ખાલિદ (રદી૦) ને સર્વ વીગત કથની લખી, સત્વર પહોંચવાની તાકીદ કરી. અને પોતે હયરાથી નીકળીને, હસીદા પ્રત્યે રવાના થયા. ઇરાની સિપેહસાલારોના હત્સલા, ખાલિદ (રદી૦) ની ગયર હાજરી અને ઇસ્લામી લશકર ઓછા પ્રમાણમાં હોવાના કારણે ઘણા વધી ગયા હતા. એ માટે તેઓ આવતાં વારજ લડાઇ શુરૂ કરી દીધી. પરંતુ કઅકાઅ (રદી૦) એ તે હાથ દેખાડયો કે ઇરાનીઓના છક્કા છુટી ગયા અને તેમના લશકરના બે ત્રીત્રાયાંશ ભાગ તલવારના કુવો ચાખીને, યમપુરી પહોંચી ગયો. અને તેઓ નાસીને, તે ખનાફસ કીલ્લા તરફ રૂખ કર્યું, જ્યાં તેમનો એક મશહુર જનરલ બહમુઝાન રહેતો હતો, અને જેણે મોટું લશકર ભેગું કરી રાખ્યું હતું. પરંતુ કઅકાએ પણ હઝરત ખાલીદ (રદી૦) ની લડાયક પોલીસીથી કામ લઇને, અબુ લયલાને તેમની પછવાડે રવાના કર્યા અબુ લયલાયે ત્યાંથી પણ તેમને સર્વ લશકરની સાથે નસાડી દીધા એટલામાં હસીદમાંજ કઅકાઅની પાસે હઝરત ખાલીદ (રદી૦) ઉતાવળી કુચે લશકર સાથે આવી પહોંચ્યા. અને જ્યારે તેમને અબુ લયલાના રીપોર્ટથી જણાયું કે ઇરાનીઓનુ બચેલું લશકર હવે ખનાફસથી મઝીખના કીલ્લા તરફ ભાગી ગયું છે. અને ત્યાં હઝીલ બીન ઇમરાન એક તેમના નામી જનરલે મોટું લશકર હસીદની મદદ માટે ભેગું કરી રાખ્યું હતું, જે હમણા સુધી ત્યાંજ છે. અને તેને આ બાગી ગયલી ફવજ મળી જવાથી વધુ બળ પ્રાપ્ત થયું છે. તેજ વેળાએ ખાલીદ (રદી૦) ઝટ પટ, છુપા માર્ગે મઝીખ તરફ પ્રયાણ કર્યું અને કઅકાઅ અને અબુ લયલાને બીજા માર્ગોથી આવવાની સુચના કરી અને તાકીદ કરી કે ખરા પ્રસંગે ત્યાં બધા મળી જાય. પરંતુ બધા જુદા જુદા માર્ગથીજ આવે કે જેથી દુશમનોને અમારા લશકરની ખરી ગણુત્રીની ખબર પડે નહિ. ત્યાં પહોચતાજ એકત્ર બળે તેઓ ઉપર એવો હુમલો કરી દીધો કે એક પણ જીવતું બચી શકયું નહી. પાછળથી જણાયું કે હઝીલના સાથીઓમાંથી બે જણ એક અબદુલ અઝીઝ બીન અબી દહમ અને બીજો લબીદ બીન જરીર એવા શખ્સ હતા, જેઓ હઝરત અબુબકર સીદ્દીક (રદી૦) ના હાથ ઉપર મુસલમાન થઇ ચુકયા હતા, તેઓ પણ માર્યા ગયા, કેમકે એટલા મોટા લશકરમાં કેવી રીતે ઓળખાઇ શકતા હતા. આ ઉપરથી તેમના વારીસોએ દારૂલ

ખીલાફતમાં, તેમના સંબંધે દમ્અવોં કર્યો તો, રાજ્યના ખજાનામાંથી સીદદીક અકબર (રદી૦) એ તેમના ખુનનો બદલો આપી દીધો. અને ફરમાવ્યું કે ખાલીદ આ મુઆમેલામાં નીર્દોષ છે. કારણ કે જે શખ્સ દુશમનોની સાથે રહે અને ખાસ કરી એવા સમયમા, તો, તેની આ સઝા કંઇ અયોગ્ય નથી કરી શકતી.

હઝરત ખાલીદ (રદી૦)એ ગનીમતની ફત્હ પછી, પાંચમો ભાગ ગનીમતના માલમાંથી મદીના રવાના કર્યો અને પોતે રબીઆ બીન તગલબી પર હુમલાની તઇયારી કરી દીધી—કેમકે જ્યાં સુધી ઇરાનીયો અને મુતનસ્સેરાના અરબો અને ઇસાઇયોની તાકત આ બાજુ તુટી નહી જતે ત્યાં સુધી સંતોષ અને શાંતિનુ અશક્ય હતું.

---

## સના અને બશરની લડાઇ.

રબીઆ બીન બજીર તગલબી સનામાં રેસાફીની પુર્વની તરફ ફ્વજને ભેગી કરી રહયો હતો અને એક મોટું ટોળું મુતનસ્સેરાના સંખ્યાબંધ અરબોનુ તેની સાથે હતું, જે દરેક રીતે મુસલમાનોની સાથે ટક્કર ઝીલવાને પાત્ર હતું. જેથી ખાલીદ (રદી૦)એ જુદા જુદા માર્ગે કઅકાઅ અને અબુ લયલાને રવાના કર્યા, અને ત્રીજા રસ્તેથી પોતે પણ ત્યાં જવા માટે ઉપડયા. આ તરકીબનુ પરિણામ એ આવ્યું કે બરાબર રહવારના સમયે—જયારે શત્રુ દળ ગફલતની નીદ્રામાં લીન હતું—ત્રણે તરફથી હ૦ ખાલિદ (રદી૦)એ હુમલો કરીને તેને કયદ કરી લીધું. અને તે પછી તેમને ઘટતી શીક્ષાયે પહોંચાડીને, ત્યાંથી હઝીલનુ માથુ કચડવા માટે બશર નામના મુકામે પ્રયાણ કર્યું, જ્યાં ઇતાબ બીન અસીદ ફ્વજ લઇને પડયો હતો, ત્યાં પહોંચીને તેને પણ યમપુરીનો પાસ આપી દીધો અને ઇસ્લામી વાવટો કીલ્લા ઉપર ઉડાવીને રદાબ અને ફરાઝનો માર્ગ લીધો.

---

## રદાબ અને ફરાઝ ઉપર ચઢાઇ.

રદાબનો કીલ્લો ઇરાકના ઉત્તરમાં આવેલો પ્રખ્યાત અને મઝબુત ગઢોથી બનેલો હતો. અને હીલાલ નામી એક શખ્સ ત્યાં હાકીમ હતો અયનુત્તમ-

રની લડાઇમાં જે ઇસાઇયોએ ભાગ લીધો હતો, તેમાં તેનો પિતા પણ હતો. જે હ૦ ખાલીદ (રદી૦)ના હાથથી માર્યો ગયો હતો જેથી કરીને હવે ઇસાઇયો અહીં જમા થઇ રહયા હતા. પરંતુ તેણે જેવું હ૦ ખાલીદ (રદી૦)નું નામ સાંભળ્યું તેવોજ પોતાના સઘળા હેતુઓને તે ભુલી ગયો. જો સુવિચારક હોતે તો, ઇસ્લામ કબુલ કરીને હ૦ ખાલીદ (રદી૦)નો મદદગાર થઇ પડતે પરંતુ, તેણે ન્હાસવાનો નિશ્ચય કર્યો અને ચુપકીદી સાથે તેણે કીલ્લો ખાલી કરીને ન્હાસી ગયો. રદાબ ઉપર કબજો અને સત્તા તો થઇ ગઇ, પરંતું ત્યાં માલ, ઘાસ ચારો અને પાણીની અછત હતી, એ માટે ખાલીદ (રદી૦)એ ત્યાંથી આગળ વધીને ફરાઝના કીલ્લામાં ધામો નાંખ્યો, જે શામ અને રૂમની સરહદ પર હતો રમઝાન શરીફનો માસ આવી ગયો હતો, માટે આ બરકતવાળો મહીનો ત્યાંજ પસાર કર્યો.

---

## ઇરાન અને રૂમની સરહદ ઉપર મહાન યુદ્ધ અને ફત્હ.

રદાબમાંથી જ્યારે હિલાલ ભાગી ગયો ત્યારે, તે ઇસાઇ હતો. તેણે જ્યારે જોયું કે ન તો મ્હારામાં લડવાની તાકત છે અને ન ઇરાક અને ફારિસ વાસીઓમાં કંઇ હીમ્મત રહી છે ત્યારે, તેણે કુસતુંનતુન્યાનાં રૂમના શાહ (હકંલ)ને એક અરજી લખી કે ખાલિદ (રદી૦)-જે ઇસ્લામના એક મોટા સીપહસાલાર અને જાંબાઝ બહાદુર યોદ્ધા છે-આખા ઇરાકમાં સત્તા જમાવી ચુકયો છે, અને ફારિસના સરદારો અને પ્રજાજનો તેની સાથે લઢીને કત્લ થયા અને શરણે ગયા છે. હવે તેણે ફુરાત ઉપર પોતાનો તંબુ નાંખ્યો છે અને નઝદીકમાંજ તે હુઝુરના ઇલાકા ઉપર ચઢાઇ કરવાનો ઇરાદો રાખે છે. જો હુઝુરને યોગ્ય લાગે તો, એના અટકાવ માટે કંઇ વ્યવસ્થા કરે. સેવક પણ દરેક જાતની મદદ અને સેવાને માટે તઇયાર છે.

કયસરે રૂમને જ્યારે આ ખબર પહોંચી તો, તેણે પોતાના દરબારીઓને બોલાવીને. વિચાર કરનારી કમીટીની સભા બોલાવી અને હીલાલની તે અર્જીને પેશ કરી. બધા જણ એક અવાઝે બોલી ઉઠયા કે ઇરાની બાપડા લડવાને શું જાણે. ગામડીયાઓને મારી લેવુ બીજી વાત છે અને યોદ્ધાઓની સાથે બાઝવું બીજુ કામ છે. જો ખાલીદ (રદી૦) અમારી સાથે

લડશે તો, ખરેજ બધા જુના બનાવો ભુલી જશે. અને જો અમારામાંથી કોઇ એકને પણ તેને સઝા કરવાને માટે નીમવામાં આવે તો તે ખાસ મકકા પહોંચાડીનેજ શ્વાસ લે. આ ઉપરથી કયસરે ફૌજને તઇયારીનો હુકમ આપ્યો અને એક લાખ સૈનિક સાથે નામવર સરદારોને, હીલાલની મદદે મોકલ્યો. જેના પહોંચતાંજ બાકી પ્રરાનીઓ પણ આવીને મળી ગયા. અને એક લાખ ત્રણ હજારના જંગી જમાવથી પુરાતના કીનારે આ લોકોએ છાવણી નાંખી. ખાલીદ (રદી૦) પ્રથમ તો રથીતીનુ બારીક અવલોકન કરતા રહયા અને આખો રમઝાન માસ પસાર થવા સુધી કંઇપે હીલચાલ કરી નહી. પરંતુ જયારે આ લોકોએ ગર્વિષ્ઠ અને અભિમાની બનીને કહેવડાવી મોકલ્યું કે હવે તમે ત્યાંજ બંગડીઓ પહેરીને બેસી રહેશો કે દરયાને પાર કરીને આગળ પણ વધશો! જો એટલી હીમ્મત નથી તો અમેજ આગળ વધીએ છીએ. ખાલીદ (રદી૦)ને ક્રોધ તો ઘણો ચઢયો પરંતુ, સમયાનુસાર એજ જવાબ મોકલ્યો કે તમે મ્હારા ઉપર ચઢાઇ કરીને આવ્યા છો એટલે તમેજ દરયાને પાર કરીને અહીં આવો. આ ઉપરથી તે ગર્વિષ્ટ અને અભીમાની સૈન્ય—જે હ૦ ખાલીદ (રદી૦)ની ત્રીસ હજાર ફૌજને એક નિવાળો સમજતા હતા—તે પોતે દરયા પાર કરીને, ખાલીદ (રદી૦)ની તરફ વધ્યા, અને સંપુર્ણ એક દિવસ સુધી ફૌજ ધમંડાઇમાં રહી બીજા દિવસે ખાલીદ (રદી૦)એ પણ પોતાની ફૌજને મયદાનમાં લાવીને વ્યવસ્થિત પુર્ણ ગોઠવી અને પ્રસંગાનુસાર વીવેચનથી મુસલમાનોના દીલોમાં શૌર્યની રેલમ છેલ કરી દીધી અને તેની સાથે "જન્નત તલવારોના છાંયડામાં છે" નો પાઠ યાદ કરાવી હુમલાનો હુકમ કરી દીધો. બપોર સુધી સારી રીતે જમીને લડાઇ થતી રહી પરંતું જયારે તડકાના તાપે કાફીરોને ગભરાવી દીધા અને આ બાજુએ મુસલમાનોનો ખાસ ગુણ હતો કે ચુંટીને અનુસરનેજ યમપુરીની જાત્રાએ મોકલી રહયા હતા. જેથી કરીને ખરા બપોરના પ્રસંગે કાફીરોના પગ ઉખડી ગયા. આ બાજુ ખાલીદ (રદી૦)એ આગળ વધીને દરયાનો માર્ગ રોકી લીધો, પરીણામે ન્હાસવાને માર્ગ ન મળતાં આ ગર્વિષ્ટ અને અભીમાનીત સૈનીકોને પોતાની જાન બચાવવાનુ પણ મુશકેલ કાર્ય થઇ પડયું.

ટુંકમાં એજ કે કેટલાક તો, દરયામાં ડુબીને મર્યા અને લગભગ એક લાખ માણસ મયદાનમાં માર્યા ગયા. જે પછી ખાલિદ (રદી૦) એ

ખુદા પાકની સ્તુતિ કરતાં, તેનો અત્યંત પાડ માન્યો અને ગનીમતનો માલ જે કરોડો રૂપીયાનો હતો. તેમાંથી પાંચમો ભાગ કાનુન મુજબ કાઢીને મદીનએ તય્યબામાં હઝરત સિદ્દીકે અકબર (રદી૦) ની સેવામાં વિજયની ખુશ ખબરી સાથે રવાના કર્યો; જ્યાં ખાલિદ (રદી૦) ના શૌર્ય અને લડાયક લાયકાતનો આભાર માનવામાં આવ્યો. આ ફતેહ, માત્ર હઝરત ખાલિદ (રદી૦) ના અનુભવ અને વિદ્ગતાનેજ આભારી હતી.

---

## ખાલિદ (રદી૦)નું છુપી રીતે હજે આવવું.

ખુદાએ આપેલી આ ફતહ પછી ખાલિદ (રદી૦) એ ઝી કઅદના અંત સુધી ફરાઝમાંજ રહયા. અને જ્યારે સંપુર્ણ ખાત્રી થઇ કે હવે ખુદાના શત્રુઓને આ તરફ આવવાની હિમ્મત પડશે નહિ. ત્યારે, ઇસ્લામી લશકરને હયરામાં પહોંચી જવાનો હુકમ કર્યો, જે આ સમયે ઇસ્લામી સલતનતનું પાયતખ્ત હતું. પરંતુ જ્યારે ૧૫ મી ઝીકઅદ સન ૧૨ હિજરીએ ઇસ્લામી લશકર હયરાં તરફ રવાના થયું, ત્યારે ખાલિદ (રદી૦) થોડા માણુસો સાથે છુપા માર્ગે ખાનગી રીતે હજનો નિશ્ચય કર્યો. જેને છુપું રાખવાનું આ કારણ હતું કે પહેલાની જેમ તેમની રવાનગીએ ઇરાક-વાસીઓમાં એક વિચિત્ર હિમ્મત પયદા કરી હતી. એ માટે ખાનગી રીતે બાર દીવસમાં ૭ મી ઝિલ-હજ્જે મક્કા પહોંચી, હજની ક્રિયા અદા કરીને, હયરામાં ખાસ તે પ્રસંગે કે જ્યારે ઇસ્લામી લશકર ત્યાં પહોંચ્યું પોતે પણ આવી પહોંચ્યા. આ વર્ષે સિદ્દીકે અકબર (રદી૦) એ પણ હજ કર્યું હતું અને મદીનામાં પોતાની જગ્યાએ હઝરત ઉસમાન બિન અફ્ફાન (રદી૦) ને છોડી આવ્યા હતા, પરંતુ ખાલિદ (રદી૦) એ એવી રીતે હજ કર્યું કે કોઇએ તેમને ઓળખ્યા નહિ અને ન કોઇને તેમના આવવાની ખબર પડી, થોડા દિવસ પછી હઝરત સિદ્દીક અકબર (રદી૦) ને આ વાતની ખબર પડી ત્યારે, તેઓ ખફા થયા કે વિના રજાએ તેઓ આ બાજુ શા માટે આવ્યા! અને ખરૂં જોતાં, આ એક ભુલજ હતી, જે ખાલિદ (રદી૦) થી થવા પામી. અસલમાં ખાલિદ (રદી૦) એક મંચલા બહાદુર હતા અને તેઓ પોતાની ફતેહો ઉપર નાઝાંપણ હતા અને એ પણ જાણતા હતા કે ખલીફએ વકત તેમની કદર કરે છે, એ

માટે તેઓ એવી એવી વાતો કરી બેસતાં હતા, જે એક સંભાળ રાખનાર શખ્સથી થવી મુશકિલજ નહિ, બલકે અસંભવિત હતી.

કેટલાકો કહે છે કે હઝરત ખાલિદ (રદી૦) પગારદાર નોકર નહતા, એ માટે તેમને રૂખસતને માટે રઝા માગવાની ઝુરૂરત નહતી. પરંતુ આ બાબત સ્વીકાર્ય નથીજ, કેમકે એવી રીતે પગારદાર નહોવું તો, તેમને દરેક વાતથી સ્વતંત્ર રાખી શકે છે. જો કે તેઓ આજ કાલના પગારદારોથી વધારે હુકમના તાબેદાર હતા. જેમકે તેમના હવે પછીના વૃતાંતથી જણાશે.

અસલ બીના આ જણાય છે કે પોતાની માત્ર ત્રીસ હઝાર અને શત્રુઓની એક લાખ ત્રીસ હઝાર સઇન્યને જોઇને, તેઓએ આ માનતા માની હશે કે ખુદા આ લડાઇમાં વિજય પ્રાપ્ત કરે તો, હું હજ કરીશ. અને પછી મનોરથ મુજબ ફતહ મેળવ્યા પછી, દેશના મુઆમિલા ઉપર વિચાર કરીને, ખુલ્લી રીતે જવાનું ના મુનાસિબ ધારીને, છુપી રીતે હજ કર્યું હશે. એ સીવાય છુપી રીતે જવાનુ બીજું કોઇ કારણ જણાઇ શકતુ નથી.

આ લડાઇ પછી ઇરાકમાં ઇસ્લામી સલતનતનો સારી રીતે સિક્કો બેસી ગયો અને અરબની જેમ, ઇરાક પણ ઇસ્લામી દેશોની ગણત્રીમાં આવી ગયું. અલબત્તા, એટલો ફર્ક હતો કે અરબમાં કોઇ ગયર મુસ્લિમ રહી ગયો નો'તો અને અહિં કેટલાક લોકો મુસલમાન થવા કરતાં જિઝયો આપવાને વધારે સારૂ સમજ્યા, જે એક અતિશય સાધારણ ટેક્ષ હતો અને એના બદલામાં લડાયક સેવાથી પણ મુકિત મળી જતી હતી. એવી રીતે ઇરાકમાં ખાલિદ (રદી૦) પોતાની ઝળકતી કારકીરદીના લીધે, પોતાના બહાદુર જનલો સાથે, આખા ઇરાકમાં ઇસ્લામી હુકુમતનો ડંકો બજાવી રહયા હતા. અને પ્રજા ઉપર પણ કોઇ ખાસ તકલીફ ન હતી, એ માટે તેઓ પણ દિન બદિન મળતા અને બળતા જતા હતા. સારાંશ કે આ વાતોથી સંતોષ પામીને, ખાલિદ (રદી૦) હવે આ યુકિતઓ યોજવા લાગ્યા કે ખાસ ફારિસ ઉપર ચઢાઇ કરવામાં આવે, પરંતુ તેની તક આ સમયે મળી શકી નહી.

---

# શામ અને રૂમ ઉપર ચઢાઇ અને હઝરત ખાલિદ (રદી૦)ની ફતેહ !

શામના પ્રદેશ ઉપર ચઢાઇ કરવાનું આ કારણ હતું કે આં હઝરત (સલ્લ૦)ના મુબારક સમયમાં શામ અને અરબના ઇસાઇઓ ઘણી શરારતો કરતા રહેતા હતા. મવતાની ખુનખાર લડાઇઓ એ લોકોના કારણે થવા પામી હતી. તબુકનું યુદ્ધ, તંગી અને નાદારી હોવા છતાં, ઇસાઇઓનાજ રોક થામ માટે કરવામાં આવ્યું હતું. અરબના મુરતદોને પણ ઇસાઇયોએ દરેક રીતે મદદ કરી હતી, ઇરાકના સંગ્રામમાં ખુલ્લી રીતે ક્રાનીઓથી મળીને, મુસલમાનોનો સખ્ત મુકાબલો કર્યો હતો. તેઓમાંના અનેકાનેક ઇસાઇયો યા તો, કુસ્તુનતુનીયાના શાહની પ્રજા હતાં યા, તેના ખંડીઆ રાજ્યની છાયા હેઠળના હતા, જેમના જાન અને માલના રક્ષણના જોખમદાર આ શહિન્શાહ હતા. ફરાઝના યુદ્ધમાં તો, ખાસ કયસરે રૂમની અગણિત ફવજે ભાગ લીધો હતો. આ બધી વાતો ખાસ કરીને આ બાબતને સ્પષ્ટ ટેકો આપી રહી હતી કે કયસરે રૂમનો દિલી હેતુ આ છે કે બાહ્ય યુક્તિ પ્રયુક્તિથી મુસલમાનોનુ બળ ઓછું કરે. અને પછી તક સાધીને, પોતે ઇસ્લામને નેસ્તો નાબુદ કરે. અને તે પોલીસી ખરી રીતે જોતાં એવીજ હતી, જેવી રીતે આજકાલ યુરપની સલતનતો ઇસ્લામની વીરૂધ કરી રહી છે.

હ૦ સિદ્દીકે અકબર (રદી૦) કયસરે રૂમની હરકતો ઉપર હમેશા વિચાર કરતા અને આઇન્દહની વ્યવસ્થા માટે યોજનાઓ ઘડતા હતા જો કે તેઓ ઇચ્છતા હતા કે આ મગરૂર બાદશાહને, તે કોઇ કાર્યવાઇ કરે એ પહેલાં પોતે તેના દેશમાં તલવારનુ પાણી દેખાડે. પરંતુ આ કારવાઇ ઘણી અગવડ ભરી હોવાથી, પોતે કોઇની પાસે એવું વર્ણન કરતા ન હતા. જ્યારે તેઓ સન ૧૨ હીજરીમાં હજથી ફરાગત પામી મદીનાએ મુનવ્વરા પાછા પધાર્યા ત્યારે, શરજીલ જેઓ આં હઝરત (સલ૦)ના સમયમાં વહીના લખી લેનારા પણ હતા, કહેવા લાગ્યા કે મેં રાત્રે સ્વપ્નુ જોયું છે કે હું શામના પ્રદેશમાં લડાઇ કરી રહયો છું. જેનાથી મને આ વિચાર સ્ફુર્યો કે આં હઝરત (સલ૦)એ અમને જે વિજયની ખુશખબરી આપી છે, તેનો એજ સમય અલ્લાહે મુકરર કર્યો છે. સિદ્દીકે અકબર (રદી૦) આ સાંભળીને સર્વ અસહાબોની સાથે મશવિરો કર્યો કે ખાલીદ

(રદી૦)ની સ્હામે કયસરે રૂમનું સૈન્ય મોકલવું, આ વાતને સ્પષ્ટ કરે છે કે તે મુસલમાનોને આરામથી બેસવા દેશે નહી. એ માટે યોગ્ય લાગે છે કે દેશના રક્ષણ અને સત્ય ધર્મના પ્રચારાર્થે શામની તરફ લશ્કર રવાના કરવામાં આવે.

આ ઉપરથી હ૦ અલી (રદી૦)એ ફરમાવ્યું કે: નિઃસંદેહ, ચઢાઇ કરવીજ જોઇએ. ખુદા પાક અમને સફળતાજ આપશે. કેમકે જનાબે રિસાલત મઆબ (સલ૦) ફરમાવતા હતા કે:—

"દીને ઇસ્લામ પોતાના દરેક વિરોધી ઉપર હમેશા પ્રલયકાળ સુધી વિજયી રહેશે. માત્ર શર્ત એટલીજ કે મુસલમાન, ખરા અર્થમાં મુસલમાન હોય"

એ પછી બાકી સહાબાઓએ પણ હઝરત અલી (રદી૦)ની વાતને ટેકો આપ્યો. જેથી સિદ્દીકે અકબર (રદી૦)એ ખાલીદ બીન સઇદ રદી૦ ની સરદારી હેઠળ ત્રણ હજાર યુવાનોની ફવજ શામની તરફ રવાના કરી. અને ફરમાવ્યું કે અમે એની પછવાડેજ બીજું લશકર રવાના કરતા રહીશું એ પછી તેઓએ બધા સરદારોના નામે પત્રો લખ્યાં. જે ગણતાંની સાથેજ બધા સરદારો મદીનએ મુનવ્વરામાં આવી પહોંચ્યા. હઝરત સિદ્દીકે અકબર (રદી૦)એ સર્વને એક સ્થળે જમા કરીને એક ભાષણમાં પોતાનો ઉદ્દેશ સમજાવ્યો અને બધાને જહાદ (ધર્મ યુદ્ધ)ના સદગુણ અને ધર્મ પ્રચારના પુન્યથી માહિતગાર કર્યા, જેથી તેઓમાં એક તાઝો જોશ ઉત્પન્ન થઇ ગયો. એ પછી દરેક સરદારને સદ્દુપદેશ પુરતા પ્રમાણમાં આપીને, જુદા જુદા માર્ગે શામ (સીરીયા) રવાના કરી દીધા.

જ્યારે ઇસ્લામી બહાદુરો શામમાં પહોંચ્યા ત્યારે તેઓ છુંટા છવાયા લડવાના બદલે એકઠા થઇને લડવાની પોલીસીને પસંદ કરી અને હઝરત સીદ્દીકે અકબર (રદી૦)ને આ બાબતથી વાકીફ કરીને યર્મુક પ્રત્યે આગળ વધ્યા. આ વેળા ઇસ્લામી લશકર કુલ્લે એકવીસ હજારની સંખ્યામાં શામમાં હતુ. સીદ્દીકે અકબર (રદી૦)એ ફ્ફવજની કમી જાણીને, બીજી ફવજો મોકલવાનુ શરૂ કર્યું, પરંતુ હ૦ ઉમર (રદી૦)એ કહ્યું કે તમે આવા પ્રસંગે હ૦ ખાલિદ (રદી૦)ને લખી મોકલો કે પોતાની ફવજ લઇને મુસલમાનોની મદદ કરે, કેમકે તેઓ ઇસાઇઓની સાથે બેએક લડાઇઓ

પ્રથમે પણ લડી ચુકયા છે. અને ફવજમાં તેમને એક ખાસ ઇઝઝત પ્રાપ્ત છે. આશા છે કે તેઓ જશે તો, ઇસ્લામી લશકરમાં એક વધુ તાઝો જોશ ઉત્પન્ન થઇ જશે. હઝરત સિદદીકે અકબર (રદી૦)એ પણ આ વીચારને પસંદ કરી, નીચલો પત્ર લખી ખાલિદ (રદી૦)ને શામ પહોંચવાની તાકીદ કરી અને તેની સાથે આખા લશકરના સિપહસાલાર મુકરર કરી દીધા.

૭૮૬

"આ પત્ર ઇબ્ને કહાફા અબુબક (રદી૦)ની તરફથી ખાલિદ બીન વલીદ (રદી૦)ના નામે છે. સલામ પછી તે ખુદાની તઅરીફ કરૂં છું જેના સિવાય કોઇ પુજ્યપાદ નથી. અને દરૂદ મોકલું તેના સાચા નબી હઝરત મોહમ્મદ (સલ૦) પર. એ પછી તમને હું ઇસ્લામીઓનો સરદાર નીમીને રૂમીઓની લડાઇ માટે હુકમ કરૂં છું. માટે અલ્લાહની ખુશનુદી મેળવવામાં ઢીલ નહી કરતાં, ખુદાના દુશમનોથી લડો અને તે લોકોમાં થઇ જાવ જે જહાદનો પુરેપુરો હક અદા કરે છે. ખુદાએ તઆલા ફરમાવે છે કે:— 'હે મુસલમાનો! તમને એક એવી તીજારત (વેપાર) બતાવું છું, જે તમને દરેક મુસીબતો અને મહા દુ:ખોથી બચાવે છે. (એટલે જેહાદ) અને તમને અબુ ઉબયદહ અને તેમના સાથીઓ ઉપર અમીર તરીકે નીમુ છું."

આ પત્ર એવા સમયે હઝરત ખાલિદ (રદી૦) ને મળ્યો કે તેઓ જે તેબા કાદસિયા ઉપર ચઢાઇ કરવાની યોજના કરી રહયા હતા. અને નઝદીક હતું કે એક બે લડાઇમાં ઇરાનની સરઝમીનમાં:—

**નશાહદો અંલ્લાઇલાહ ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહ**

ની ગુંજ એક છેડાથી બીજા છેડા સુધી ફેલાઇ દેતે પરંતુ તેઓ ફરમાને અમીરૂલ મું'મિનીન મુજબ છ હઝાર ફવજ લઇને શામ તરફ રવાના થઇ ગયા. અને બાકીની ફવજ હયરામાં છોડી જઇને મુસન્ના બિન હારિસાને તેઓ ઉપર સરદાર નીમ્યા કેમકે ખુદાની કૃપાથી ઇરાનીઓમાં સામનો કરવાની તાકત રહી ન હતી. હવે ખાલિદ (રદી૦) એ વિચાર્યું કે જો સાધારણ માર્ગે શામ પહોંચવા જશું તો, રસ્તામાં ઘણા ઠેકાણે અડચણો ઉભી થશે અને મુસલમાનોને વખતસર મદદ પહોંચી શકશે નહિ. જેથી કરીને તેઓ ઉજાડે અને છુપા રસ્તેથી સફર શુરૂ કરી. પરંતુ, પહેલાજ

અન્દુદાઅ મુકામે, ત્યાંના રહેવાસીઓએ માર્ગ રોકીને લડાઈની તઇયારીઓ શુરૂઅ કરી દીધી. હઝરત ખાલિદ (રદી૦) પહેલાં તો, તેમને સમજાવ્યા પરંતુ, તેઓ જરાએ માનયા નહિ ત્યારે, માત્ર એકજ હુમલામાં તેમને છિન્ન ભીન્ન કરી દીધા. બીજી મનઝીલ મદીહ હતી. જ્યાં બની તગલબે એક ટોળું લઇને માર્ગ રોકી લીધો. પરંતુ એક પ્રહરની લડાઇમાં તેઓ પણ પરાજય થયા. અહિંથી આગળ વધ્યા તો, કરાકરમાં રોકાયા. અને ત્યાં પણ જય પામી. તે પછી સુવી સ્થાન પર પહોંચ્યા અને જોયું તો, હર્કુસ અનેક માણસો સાથે બેસીને શરાબ પી રહયો છે. હઝરત ખાલિદ (રદી૦) આ બધાને કત્લ કરી દીધા અને પછી રાફિઅ બિન ઉમયરાતાઇને ભોમીઆ તરીકે બોલાવ્યા, તેમનાથી જણાવ્યું કે આગળ તમને ક્યાંએ પાણી મળશે નહિ. એ ઉપરથી ખાલિદ (રદી૦) એ લશકરને હુકમ કર્યો કે ઉંટોને પાણી પીવડાવીને, તેમના મોંઢા બાંધી દો અને પાણીની પખાલો ભરીને, તેમની ઉપર મુકી દો. જેમ કર્યા પછી લશકર આગળ વધયુ અને દરેક મંઝીલ (ઉતારા) પર, થોડાક દુબળા ઉંટોને ઝબહ કરીને તેમના પેટમાંનુ પાણી કાઢીને, સાફ કરી ઘોડા ઇતયાદિ જાનવરોને પીવડાવવામાં આવતું અને માસ પોતે ખાઇ જતા. અને પખાલોમાંનુ પાણી પીતા. જેમ તેમ કરીને પાંચ દીનમાં આ જળહિન માર્ગ પસાર કરી ગયા. રવાના થયાના આઠમાં દીને અરથકા અને તદમ્મુર વાસીઓથી સુલહ કરી, નઝરાના લેતાં કરંતયનમાં પહોંચ્યા. જ્યાંના લોકો સખત રીતે મુકાબલો કરવા પ્રવ્રુત્યું, જેથી કરીને તે લોકોને સખત સઝા કરી, અસરની નમાઝના સમયે ત્યાંથી આગળ વધયા. અને અબર્નથી થતાં, કાસમ ખાતે જઇ પહોંચ્યા. જયાં કઝાઆ કબીલામાંના બની શ-જઅ રહેતા હતા. આ લોકો ઘણા બહાદુર હતા. પરંતુ તેઓ લડવાના બદલે હઝરત ખાલિદ (રદી૦) ની સાથે સુલહ કરી લીધી. પછી ત્યાંથી આગળ વધીને મર્જ અને બરતમાં ઉતર્યા, જયાં ઇનાન કબાલો, હર્કલની મદદ માટે લશકર ભેગું કરી રહયો હતો. ખાલિદ (રદી૦) એ તેઓ ઉપર તરતજ હુમલો કરી લીધો અને તેઓ પહેલાજ હુમલામાં કતલ થઇ ગયા પછી ત્યાંથી એક ટુકડી સમ્રન્યની કન્સિયા ગોતા તરફ રવાના કરી, જે ખાલિદ (રદી૦) ના હુકમ મુજબ કન્સિયા વાસીઓને પકડીને, સેવામાં હાઝર કર્યા. પછી ત્યાંથી રવાના થઇ, ખાસ બુસરામાં જઇને ઉતર્યા.

———— ————

# બુસરાની ફત્હ.

રૂમ અને શામની હદનો સર્વ કરતાં આજ પહેલું શહેર છે. જેને મુસલમાનોએ, શમશીરના બળે ફતહ કરી, ઈસ્લામી ધ્વજા ફરકાવી હતી. આ શહેર સુંદરતા સાથે આબો હવા અને ખેતીવાડી તેમજ બાગ બગીચામાં અને ઉત્તમ મહાલયોના કારણે પ્રખ્યાત હતું. અહીં રૂમની સલતનતનો એક મોટો ગવરનર રહેતો હતો, જેનુ નામ રૂમાસ હતું અને જેને સાધારણ સેપાહો ઉપરાંત રૂમી ફવજ મદદ માટે પહોંચી શકતી હતી. અને આ સમયે અહીં એક મેળો ભરાઇ રહયો હતો, જેમાં બધા ઇસાઇ નઝદીક અને દૂરના ભેગા થયા હતા. ત્યાંના મુસલમાનોની આ હાલત હતી કે તેઓને અજ્ઞાન કહીએ તો ચાલી શકે. નુબુવ્વતના ઝુહુરને માત્ર બાવીસજ વર્ષ થયા હતા અને તેમાંથી દસ વર્ષ તો પહેલાના અને માત્ર બારજ વર્ષ એવા ગય હતા, જેમાં તેઓએ રાજદ્વારિક અને સંસારિકતામાં ઉન્નતિ કરી હતી. ભાષા યુનાની, જે શામ અને રૂમમાં બોલાતી હતી, જેથી આ લોકો તદ્દન અંજાણ હતા. તેમની રહેણી કરણી બીલકુલ જુદીજ હતી. પરંતુ, આ અજાણપણું છતાં, એક બહુ મોટો ગુણ, જે વિરોધીઓને પોતાના પહેલા હાકિમો ઉપર સરસાઇ આપવાને મજબુર કરી દેતો હતો, તે આ હતો કે મઝહબ બિલકુલ સાફ, અલ્લાહની ફિતરત મુજબ, ચલણ બીલકુલ સત્ય, કવલ, કરારના સાચા. દીનસાફ અને ઇરતકઆલના પાબંદ હતા. એજ તે ગુણો હતા કે ખુદા પણ મહેરબાન હતો અને ગયબથી તેઓની સફળતાનો સામાન પયદા થઈ જતો હતો.

ખાલિદ (રદી૦) જે વેળા બુસરા ખાતે પહોંચ્યા છે, તેની અગાઉ શર્જીલ (રદી૦) ચાર હઝાર ફવજ સાથે ત્યાં પહોંચી ગયા હતા. પરંતુ ઇસાઇઓની મોટી સંખ્યા જોઇને તેમની હિમ્મત પડતી નહતી. ખાલિદ (રદી૦) આવતાંજ બોલી ઉઠયા: યા સર્જીલ ! અસ્સલામુ અલયકુમ ગભરાતાં નહિ. ખુદાની મદદ આવી પહોંચી છે, એ પછી આપે પોતાની સિપેહ-સાલારીની નીમણુંકનુ વર્ણન કર્યુ, જેથી બધી ફવજ હર્ષાવેશમાં આવી ગઇ. કેમકે ખાલિદ (રદી૦) એ ફવજમાં જે લોકપ્રીયતા મેળવી હતી, તે તેમનોજ હિસ્સો હતો રાત્રી વિતાડયા પછી સ્હવારે વિરૂધીઓની ફવજો સૈન્ય-દળ મુકાબલામાં આવીને ઉભી રહી. સર્વ કરતાં પ્રથમે રૂમાસે નીકળીને

મુસલમાનોના સિપહસાલારને બોલાવ્યા. હઝરત ખાલિદ (રદી૦) એ કહ્યુ કે કહો, શું કહેવા માગો છો ?

"શું તમે લશકરના સિપહસાલાર છો ?"

"હા, મુસલમાનોના ખલીફાએ મ્હનેજ રૂમને સદમાર્ગ દેખાડવાને નીમ્યો છે"

"અસલ બીના આ છે કે મ્હેં એક સ્વપ્નુ જોયું છે, જેથી મ્હારી ઉપર ઇસ્લામી સત્યતા ખુલી ગઇ છે અને મુસલમાન થવા તઇયાર છું પરંતુ, મ્હારી કવમ મ્હારી વિરૂધતા કરે છે. કાલે મેં તેમને ઉપદેશ અને પ્રવચન કહયા ત્યારે, તે લોકોએ દયરજાન નામક શખ્સને પોતાનો સિપેહ-સાલાર નીમી લીધો છે. હવે હું જો તમારા લશકરમાં આવી જાઉં તો, આ લોકો મારા બાલ બચ્ચાંને કત્લ કરી નાખશે."

"નહિ, એમ નહિ કરતાં, તમે મ્હારી ઉપર હુમલો કરો અને પછી હું તમારી ઉપર હુમલો કરીશ. તે વેળા તમે ન્હાસી જજો અને પછી સમય વર્તીને, અમારામાં આવીને મળી જજો."

એ પછી રૂમાસે દેખાડવાને એક હુમલો કર્યો, જેના જવાબમાં હઝરત ખાલિદ (રદી૦) એ પણ એક હુંમલો કરીને તેને નસાડી દીધો. રૂમાસ તો, પોતાના લશકરમાં ઘુસી ગયો અને દયરજાને પોતાના લશકરને લલકારીને હુમલો કરવાને હુકમ આપી દીધો. આ વેળા બન્ને તરફ એક એવી સ્થિતિ હતી કે, એક તરફ તો નસારા, બુક અને નાકુસ વગાડીને, યુસુઅ મસીહને યાદ કરી રહયા હતા અને બીજી બાજુ મુસલમાન બહાદુરો કલમએ તવહીદથી પોતાના જોશને ઉત્તેજી રહયા હતા. સારાંશ કે બપોર સુધી ઘણા જોશ સાથે લડાઇ ચાલી, અને અંતે ઇસાઇયોના પગ ઉખડી ગયા. તેઓ ધીમે ધીમે પાછળ હઠીને કિલ્લામાં ભરાઇ ગયા. અને દ્વાર બંધ કરી લીધું, જેને અંગે મુસલમાનોને લાચારીએ પોતાના કેમ્પમાં પાછું ફરવું પડયું. તે દિને રૂમની ફવજના લગભગ તેર હઝાર માણસો માર્યા ગયા. પરંતુ મુસલમાનોના એક સો ત્રણ માણસ શહીદ થયા.

જ્યારે સુર્યે રાત્રિનો પરદો પોતાના મુખ ઉપર નાખી લીધો ત્યારે, હઝરત ખાલિદ (રદી૦) એ અબ્દુર્રહમાન ઇબ્ને અબી બક્રને હુકમ આપ્યો કે સો સવારો સાથે લશકરની આસપાસ રાત્રે પહેરો ભરતા રહે,

અને બાકીની ફૌજ કમર ખોલીને આરામ કરે. અર્ધી રાત્રિ પણ નહિ ગુઝરી હતી કે રૂમાસ ઇસ્લામી લશકર તરફ આવતો દેખાયો. અબ્દુર્રહમાન અને તેના સાથીઓ તેને હઝરત ખાલિદ (રદી૦) સુધી પહોંચાડયો. તેમણે પુછ્યું કે આ વખતે આવવાનુ શું કારણ? રૂમાસે કહ્યું કે હું એક છુપા માર્ગે આવ્યો છું. જો તમે એકસો બહાદુર યોધ્ધા મારી સાથે કરી દો, તો હું એજ છુપા માર્ગે તેમને અંદર લઇ જાઉં. મને આશા છે કે હમણા આપણે ફતહ કરી લઇશું. આ લોકો મારી સાથે આવીને કિલ્લાનુ દ્વાર ઉઘાડી નાખશે. અને ઇસ્લામી લશકર, દાખિલ થઇ કબ્જો કરી લેશે. આ ઉપરથી હઝરત ખાલિદ (રદી૦) એ અબ્દુર્રહમાનને તેમનાજ સો સાથીઓને રૂમાસને સાથે કરી દીધા. ખુદ બધા લશકરને હુશયાર કરીને, સુસજ્જ થઇ શહેરના દરવાઝા પાસે પહોંચી જવાની તાકીદ કરી. અબ્દુર્રહમાને જતાં વારજ પહેરદારોને ઠાર કરી, દરવાઝો ખોલી દીધો. અને ઇસ્લામી લશકરે શહેરમાં દાખિલ થઇ તકબીરના નઅરા બુલન્દ કર્યા.

રૂમના સિપાહીયો અને બુસરા વાસીઓ આ અચાનક ધસારાથી હયરાન થઇ ગયા અને "અમાન અમાન" પોકારવા લાગ્યા. આ ઉપરથી હઝરત ખાલિદ (રદી૦) જતાંજ હુકમ આપી દીધો કે, તે માણુસો સિવાય, જે મુસલમાનો ઉપર હુમલો કરે, કોઇ પણ માણુસ અને પ્રજા જનને કત્લ નહિ કરવા. અથવા ન કોઇને લુટવા પકડવામાં આવે. થયું પણ એમજ કે કોઇ પણ માણુસ ન કત્લ થયો, ન પકડવામાં આવ્યો.

સારાંશ ખાલિદ (રદી૦) એ શાહી ખઝાના, લડાયક યંત્રો, અને શસ્ત્રો સિવાય કોઇને કંઇ નુકસાન પહોંચાડયું નહિ. અને ભવિષ્ય માટે ઇસ્લામ સ્વીકારવા અથવા જઝયો આપવાને માટે જેમના તેમ છોડી દીધા. આ માટે બુસરા વાસીઓ ઉપકાર વશ થયા. કેટલકો તો, તેજ વખતે મુસલમાન થઇ ગયા અને કેટલાક પાછળથી મુસલમાન થયા. અને બુસરાની દીવાલોથી કલમએ તવહીદની અવાઝો બુલંદ થવા લાગી. અહિંથી ફુરસત પામી હઝરત ખાલિદ (રદી૦) એ પાંચમો ભાગ અને ફતહની ખુશખબરી મદીના રવાના કરી અને અહિંથી પોતાની સિપહસાલારી અને આવવાની ખબર ઉમર બિન તુફયલની સાથે અબુ ઓબયદહ બિન જર્રાહની પાસે મોકલી, જેનો ખુલાસો આ હતો:

ખાલિદ (રદી૦) નો પત્ર અબુ ઓબયદહના નામે. ખુદાની સ્તુતિ

અને નબી (સલ૦) ના ગુણો પછી માલુમ થાય જે હું મારા અને તમારા માટે પરવર દીગાર પાસેથી દીન અને દુન્યાની ભલાઇ ચહું છું. અલ્લાહ તઆલા બધા મુસલમાનોને જહન્નમના અઝાબ અને આખેરતની રૂસવાઇથી બચાવે. બાદમાં જણાવ્યું કે, હું ખલીફએ રસુલુલ્લાહ (સલ૦) હઝરત અબુબકર સિદદીક (રદી૦) ના હુકમ મુજબ ઇરાકથી લઇને શામ સુધીની કુલ્લે ફવજનો સિપેહસાલાર મુકરંર થઇને મોકલવામાં આવ્યો છું. પરંતુ હું સોગંદ પુર્વક કહું છું કે તમારી સચ્ચાઇ મારા હૃદય પટ ઉપર કોતરાવલી છે. તમે હમણા પણ પોતાનેજ સિપહસાલાર સમજો. અને મને તમારો એક સાધારણ સલહકાર લેખીને, સેવાઓ લેવામાં આવે. અલ્લાહ તઆલા આ નેક કામમાં અમારી ઉપર રહમત અને બરકત નાઝિલ કરે અને દોઝખની આગથી બચાવે. વસ્સલામ.

---

## દયરે ગવતાની લડાઇ.

હઝરત ખાલિદ (રદી૦) એ બુસરાથી આગળ વધીને, ફલસ્તીન (પેલેસ્ટાઇન) ના માર્ગે યમુંક તરફ કુચ કરી, માર્ગમાં રૂમીયોના બે મશહુર જનરલ કુલુસ અને ઇઝરાઇલે દયરે ગવતા ઉપર રૂમી લશકર ભેગું કરી રોકવાને ઉભા થયા. આ બન્ને જનરલ બહુ મોટા લડવૈયા અને બળવાન યોધ્ધા હતા. અને તેમને પોતાની કળા ઉપર ગર્વ હતો. જેથી તેઓએ હઝરત ખાલિદ (રદી૦) ને આવી રીતે નડીને પહેલ કરી, કે જેથી, મદદનીશ લશકર પહોંચવાની તક મળે નહિ. પરંતુ અહિં પણ ખાલિદ (રદી૦) હતા, જેમના નામ અને કળ બળથી મોટા મોટા બળવાન યોધ્ધા કાંપી ઉઠતા હતા.

ખાલિદ (રદી૦) દયરે ગવતા પહોંચી, શત્રુ દળને આમ ફેલાયલું જોયું તો, કંઇ પણ ધ્યાન પર લીધું નહિ. અને પોતાનો તંબુ પણ તેમની સામે ગાડી દીધો. જ્યારે ઇસ્લામી લશકરે પોતાની જગ્યા મેળવી લીધી. ત્યારે જનરલ કોલુસે એક માણસ સાથે હઝરત ખાલિદ (રદી૦) ને સંદેશો મોકલાવ્યો. કે જો ઇસ્લામના સીપહસાલાર માત્ર મને એકલા મળવાને કબુલ કરે તો, બનવા જોગ છે કે ખુનરેઝી સિવાય બીજી કોઇ પણ સુરત પયદા થઇ જાય. ખાલિદ (રદી૦) એ જવાબ આપ્યો કે ઘણું સારૂં. હું ત્રીજા પહરે બન્ને ફવજોની વચમાં આવી જઇશ ત્યાં તે પણ

આવી જાવ. કાસિદે કોલુસને સંદેશો પહોંચાડયો ત્યારે, તેણે ઇઝરાઇલને મદદ માટે નીમ્યો અને પોતે સુસજ્જ થઇ મુલાકાતે રવાના થયો. અહિંથી હઝરત ખાલિદ (રદી૦) આવી ગયા ત્યારે, કોલુસે વાતચીત કરવાને બદલો ભાલાનો વાર કર્યો. હઝરત ખાલિદ (રદી૦) તલવારથી ભાલાંના બે ટુકડાં કરી દીધા. અને તેને પકડીને કયદ કરી લીધો. આ હાલત જોઇને જનરલ ઇઝરાઇલ ગુસ્સામાં બાહાર આવ્યો અને ઘણી વાર સુધી લડતો રહયોં પરંતુ, અંતે કત્લ થયો. એ પછી રૂમી લશકર પણ ઘણીવાર સુધી લડતું રહયું. પરંતુ મુસલમાનોના હુમલાની ટકકર નહિ ઝીલતાં ન્હાસવા લાગ્યું ઘણો માલ અને સામાન ગનીમતમાં મુસલમાનોને મળ્યો, જેમાં લડાઇનો સરસામાન પણ ઘણો હતો. રૂમીયોની બચેલી ફ્વજે અજનાદયનમાં જઇને રક્ષણ મેળવ્યું.

---

## અજનાદયનનું યુદ્ધ.

હઝરત ખાલિદ (રદી૦) જ્યારે યમુંકની તરફ જઇ રહયા હતા તો, એની પહેલા ઉમર બિન આસ ફ્લસતીનને રણ–સંગ્રામ બનાવી ચુકયા હતા. જ્યાં તેમને ખુદાની મહેરબાનીથી સફળતા મળી રહી હતી. પરંતું દિન બદિન ખબરો પહોંચી રહી હતી કે અજનાદયન તરફ ખાલિદ (રદી૦) ને રોકવા માટે ફ્વજો પહોંચી રહી છે. એ માટે તેઓ પણ તે તરફ રવાના થયા, અને અબુ ઓબયદહ બીન જર્રાહ પણ પોતાની ફ્વજ સાથે ત્યાં આવી લાગ્યા. અહિંથી હઝરત ખાલિદ (રદી૦) પણ વિફરેલા સિંહની પેઠે આગળ વધતા વધતા ત્યાં પહોંચી ગયા. અહિં મુસલમાનોને કચડી નાખવાને રૂમી ફ્વજનો એક જંગી દળ જમા થઇ રહયો હતો, જેની સંખ્યા એક કથન મુજબ સવા લાખ અને બીજા કથન મુજબ અઢી લાખની હતી. અને તેમની સામે મુસલમાનોની સંખ્યા ચાલીસ હઝારની હતી. જેમને ખરૂં જોતાં, આ મહાન માનવી સમુદ્રની સામે તણુખલા સમાન સ્થિતિ હતી.

કયસરે રૂમનો ભાઇ તદારૂક થિયુડર આ મહાન લશકરનો સિપહ-સાલાર હતો. જનરલ દુર્દાન એક સ્વીકારાયેલ અને પ્રખ્યાત લડવૈયો હતો, તદુપરાંત બીજા પણ નામી અને ગીરામી જનરલ અને કર્નલ ફ્વજમાં હતા.

રૂમી સીપહસાલારે પ્રથમે તો, એક પાદરી (પંડીત) ને મુસલમાનોની હાલાતો જોવા માટે મોકલ્યો, જેણે બે એક દીવસ ઇસ્લામી લશકરમાં રહ્યા પછી સાચા હૃદયે ઇસ્લામ અંગીકાર કરી લીધો. અને પછી પોતાના લશકરમાં જઇને સિપહસાલારને કહ્યું કે મુસલમાનો એવા લોક છે, જેઓ દિવસે સિપાહી અને રાત્રે ઇબાદત કરનાર છે. અસત્ય નથી વદતાઝિના અને શરાબની પાસે નથી જતા. તેઓથી તમને જીતવું ઘણું મુશ્કિલ બલકે અસંભવિત છે સિપહસાલાર પણ દિલથી કાઇલ હતો પરંતુ, ખાનદાન અને કુળની બદનામી અને કવમની રૂસવાઇ માટે, જાણી જોઇને પણ લડાઇ કરવા માટે પોતાને તઇયાર કરી રહયો હતો. સારાંશ કે બીજા દિને લડાઇ શુરૂઅ થઇ ગઇ. હઝરત ખાલિદ (રદી૦) પણ જીવતોડ હુમલા કરવા લાગ્યા, ખુબ ધમસાણનું યુધ્ધ થયું. પરંતુ હારજીતનું પરીણામ આવ્યું નહિ અને રાત પડી ગઇ. જેથી કરીને બંને લશકર પોત પોતાના કેમ્પે પાછા ફર્યા. તેની સાથેજ દુર્દાને પોતાનો એલચી હઝરત ખાલિદ (રદી૦) ની પાસે મોકલ્યો અને લડાઇ પહેલાં એકલા મળવાને જણાવ્યું અને છુપી રીતે આ કાવત્ર રચ્યું કે મુલાકાતની સ્થળે દસ માણસ છુપાઇને બેસાડી દીધા, જેઓ તક સાધીને હઝરત ખાલિદ (રદી૦) ને કત્લ કરી નાખે. એલચીએ દુર્દાનનો સંદેશો પહોંચાડયો કે, તેમણે તત્તજ કુબુલ કરી લીધો. એલચી ઉપર ઇસ્લામની સત્ય હકીકત ખુલી ગઇ હતી, તેથી આ કાવત્રાંથી તેમને બેખબર રાખવાનું ઉચિત ધાર્યું નહિ જેથી કરીને તે, ધાર્મીક વાતચીત શુરૂઅ કરી અને જ્યારે તેને સંતોષ થયો કે મુસલમાન નતો, હઝરત ઇસા (અલૈ૦) ને બુરા કહે છે અને ન નાહકની લડાઇ કરે છે, ત્યારે તેણે ઇસ્લામ સ્વીકારી લીધો. અને હઝરત ખાલિદ (રદી૦) ને, કાવત્રાંથી પણ વાકેફ કરી દીધા. જેથી કરીને હઝરત ખાલિદ (રદી૦) એ પાછલી રાત્રે દસ માણસ પોતાના પણ ત્યાં મોકલી દીધા જેમાં ઝર્રાર બિન અઝવર, મઆઝ બિન જબલ, સઇદ બિન ઝયદ વીગેરે હતા. જ્યારે આ લોકો તે ઠેકાણે પહોંચ્યા, જ્યાંની નીશાની એલચીએ આપી હતી તો, ખરેજ, દસ માણસો છુપાયલા હતા, પરંતુ તેઓ મીઠી ઉંઘે સુતેલા હતા. ઝર્રાર બિન અઝવરની સલાહથી, તેઓને એવી નિંદ્રામાં સુવાડી દીધા કે હવે પછી તેઓ ઉઠી શકેજ નહિ. આ પછી તેમની વર્દીઓ (વસ્ત્રો) મુસલમાનોએ પહેરી લઇને ધારેલી તે તકની રાહ જોતા બેઠા. સવારે જ્યારે ઠરાવ્યા પ્રમાણે રૂમી સિપહસાલાર મળવાના સ્થાને પહોંચ્યો અને

અહિંથી હઝરત ખાલિદ (રદી૦) પોતાની સીધી સાદી ઢબમાં ત્યાં એકલા ચાલ્યા ગયા. રૂમી સિપહસાલાર તો પોતાના બંદોબસ્તથી નિર્ભય હતો. એટલે તે કડક ભાષા બોલવા લાગ્યો અને અંતિમ તિરસ્કારમય શબ્દો ઉચ્ચારવા લાગ્યો. અહિંથી હઝરત ખાલિદ (રદી૦) એ પણ ઇંટનો જવાબ પત્થરથી આપવા લાગ્યા. તેણે તરતજ તેમના બન્ને બાહુ પકડીને પોતાના છુપાવેલા સિપાહીયોને સાદ દીધો. તેઓ સાદ સાંભળતાંજ બાહિર નીકળી આવ્યા પરંતુ, જેવી તેની દ્રષ્ટિ તે સિપાહીયો તરફ વળી કે તેના મ્હોડામાંથી એક આહ! નીકળી ગઇ. એની સાથે ઝરાર બિન અઝવરે એક એવો હાથ તલવારનો માર્યો કે દુર્દાનનું માથું ધડથી જુદું થઇ ગયું. ખાલિદ (રદી૦) જેઓ ફવજને પણ તઇયાર કરી લઇ આવ્યા હતા. આ તકને જતી નહિ કરી ફવજને હુમલાનો હુકમ આપી દીધો. અને દુર્દાનના માથાને રૂમીઓની તરફ ફેંકી દીધું.

રૂમીઓના સિપાહીઓની સ્થિતિ ખરેજ, જોવા પાત્ર હતી, કે એક તરફ તો, તેઓ પોતાના સરદારનું માથું જોઇ રહ્યા હતા, અને બીજી તરફ તેમના પોતાના માથા ધડથી અલગ થઇ રહ્યા હતા. અંતે રૂમીઓ ન્હાસી છુટયાં, અને મુસલમાનોને ફતહ નસીબ થઇ. હઝરત ખાલિદ (રદી૦) એ દુર્દાનના ખેમામાં જઇને મુકામ કર્યો, અને ગનીમતના માલના પાંચમા ભાગની સાથે ફતેહની ખુશ ખબરી મદીનએ તચ્યબા મોકલીને ખુદાના દરબારમાં શુકરાનાની દુગાના નમાઝ અદા કરી.

મુસલમાનોના ત્રણ હઝાર અને ઇસાઇયોના ચાલીસ હઝાર સિપાહીઓ લડાઇમાં માર્યા ગયા. અને સઘળો સર સામાન એટલો બધો મુસલમાનોને હાથ લાગ્યો કે એ કરતાં પહેલાં કદી મળ્યો નહતો. આ બનાવ ૮ મી જમાદીયુલ આખર અને હિજરી ૧૩ નો છે.

---

## દમિશ્કની ફતેહ.

અજનાદયનથી ન્હાસેલા ઇસાઇઓ દમિશ્કમાં જઇને રક્ષણ મેળવ્યું, એ માટે મુસલમાનોએ પણ તે તરફ કુચ કરી. આ શહેર શામમાં એક મોટું શહેર હતું. અજ્ઞાન કાળમાં અરબો વેપારાર્થે આ શહેરમાં આવતા જતા હતા. એની મ્હોટાઇની વિખ્યાતી આખા અરબમાં હતી. એ કારણોને

અંગે હઝરત ખાલિદ (રદી૦) એ મ્હોટી વ્યવસ્થિત તઇયારી કરી અને ઘેરો નાખવા માટે સખ્ત બંદોબસ્ત કર્યો. કિલ્લાના મ્હોટા દ્વારો પર તે અફસરોને નીમ્યા, જેઓ શામના સુબા (જીલ્લા) ઓની ફતેહ માટે નીમાઇને આવ્યા હતા. જેમકે અમર બિન આસ તોમારના દ્વાર ઉપર, શરહબીલ ફરાદીસના દ્વાર ઉપર, અબુ ઓબયદહ, જાબિયાના દ્વાર ઉપર નીમાયા. અને પોતે ખાલિદ (રદી૦) એ પાંચ હઝાર, ફવજ સાથે આગલા દરવાઝા નજદીક પડાવ નાંખ્યો. ઘેરાની મજબુત વ્યવસ્થા જોઇને ઇસાઇઓ હીમ્મત તજી રહયા હતા. ખાસ કરીને આ કારણે કે તેમના જાસુસ–જેઓ તપાસાર્થે મુસલમાનોની ફવજમાં આવતા હતા. જોઇ જતા હતા કે ફવજમાં એક જાતનો જોશ ફેલાયલો છે. દરેકે દરેક જણમાં શૌર્ય, અડગતા, સત્યતા અને મર્દાનગી જોવામાં આવતી હતી. છતાં, તેમને આ આસરો હતો કે હર્કલ અમારી ઉપર મવજુદ છે. અને હમસથી સહાયક સૈન્ય નીકળી રહયું છે. આ સમયે હઝરત અબુ બક્ર સિદદીક (રદી૦) આ દુનીયાથી કુચ કરી જન્નત નશીન થવા પામ્યા, અને હઝરત ઉમર (રદી૦) ખિલાફતના તખ્ત ઉપર બિરાજ્યા.

ઇસાઇઓ આ ધારીને બેઠા હતા કે અરબ લોકો આ દેશોની સરદી ખમી શકશે નહિં. એટલે સર્દ રૂતુ સુધી આ વાદળા આપો આપ વિખેરાઇ જશે. પરંતુ તેઓની બન્ને આશાઓ પડી ભાંગી. મુસલમાનોની સરગર્મી (જોશ) સર્દ રૂતુમાં પણ ઓછી થઇ નહિ. આ બાજુ ખાલિદ (રદી૦) એ ઝુલ–કલાઅને કંઇ ફવજ આપીને દમિશ્કથી એક મન્ઝીલને છેટે ગોઠવી દીધા હતા, કે તે બાજુથી મદદ આવવા પામે નહિ અને હર્કલે હુમસથી જે ફવજો મોકલી હતી તે, રોકી લેવામાં આવી. દમિશ્ક-વાલાઓને હવે બિલકુલ નિરાશા થઇ ગઇ હતી. એ દરમ્યાન સંજોગવશાત એક એવો બનાવ બનવા પામ્યો કે જે મુસલમાનોના હકમાં ગયબી મદદનું કામ કરી ગયું. એટલે કે દમિશ્કના બિતરીકને (મોટો ધર્મ ગુરૂ) ત્યાં બાળક જન્મયું. જેના ઉત્સવમાં આખા દમિશ્ક શહેરે ખુશાલી કરી, અને એટલી હદ સુધી ખુશાલી કીધી કે સાંજથી મસ્ત બનીને સુઇ ગયા. હઝરત ખાલિદ (રદી૦) રાત્રે ઓછા ઉંઘતા હતા અને ઘેરાયલાઓની ઝરા ઝરા વાતની ખબર રાખતા હતા. પછી એ કરતાં વધારે સુયોગ કયારે હાથ લાગવાનો હતો. તેજ વેળા ઉઠયા અને થોડા બહાદુર સુરમા-

ઓને સાથે લઇને, કિલ્લા નીચેની ખન્દકમાંથી પાણીની મશકના આધારે તરીને પાર ઉતરી ગયા, અને કમન્દ નાખીને ઉપર ચઢી ગયા. ઉપર જઇને રસ્સીની સીડી કમન્દમાં ભરાવીને લટકાવી દીધી જેથી કરીને ઘણા બહાદુર યોદ્ધા ઉપર ચઢી આવ્યા. ખાલિદ (રદી૦) પહેલાં ઉતરીને દ્વારવાળાઓને કત્લ કર્યા, અને પછી તાળું તોડીને દ્વાર ઉઘાડી નાંખ્યું. આ બાજુ ફવજ પહેલાથી તઇયાર હતી. દરવાજો ખુલતાંજ રેલાની પેઠે ધસી આવી અને પેહરાની ફવજને યમપુરી તરફ રવાના કરી દીધી. ઇસાઇઓ તરત જાગી ઉઠયા અને આ રંગ જોઇને આખા શહેરના બધા દરવાઝા ઉઘાડી નાખ્યા, અને અબુ ઓબયદહ પાસે વિનંતી કરી કે, અમને ખાલિદ (રદી૦)થી બચાવો. મુકસિલાતમાં—જ્યાં કંસારાઓનું બાઝાર હતું—અબુ ઓબયદહ સાથે હઝરત ખાલિદની મુલાકાત થઇ. ખાલિદ (રદી૦) એ શહેરનો જે ભાગ ફતેહ કર્યો હતો તે, જો કે લડીને ફતહ કર્યો હતો પરંતુ, અબું ઓબયદહએ સુલહ કબુલ કરી લીધી હતી, એ માટે જીતેલા ભાગ માટે પણ સુલહની શર્તો કબુલવામાં આવી. એટલે ન ગનીમતની પરવાનગી આપવામાં આવી. અને ન કોઇને ગુલામ, લંવડી, બનાવવામાં આવ્યાં. આ મુબારક ફતહ—જે આખા શામની ફતહની પ્રસ્તાવના હતી—રજબ સન હિજરી ૧૪માં પ્રાપ્ત થઇ.

---

## ફહલની લડાઇ.

દમિશ્કના પરાજયે રૂમીયોને સખ્ત રીતે ઉશ્કેરી દીધા અને તેઓ ચારે તરફથી ભેગા થઇ એકત્ર બળે મુસલમાનોના મુકાબલા માટે તઇયાર થયા. દમિશ્કની ફતહ પછી, મુસલમાનોએ અર્દન તરફ કુચ કરી હતી, એ માટે તેઓએ તે ઇલાકાના એક મશહુર શહેર બિસાનમાં ફવજો જમા કરવાનુ શુરૂ કર્યું. શહેનશાહ હર્કલે દમિશ્કની મદદ માટે જે ફવજો મોકલી હતી અને દમિશ્ક સુધી પહોંચી શકી નહતી તે, સઘળી પણ આવીને શામીલ થઇ ગઇ. એવી રીતે ત્રીસ ચાલીસ હઝારની સંખ્યા થઇ ગઇ, જેનો સિપહસાલાર સકલાર નામક રૂમી હતો.

રણ-સંગ્રામને સમજવા માટે આ દેખાડી દેવું ઝુરૂરી છે કે શામનો પ્રદેશ છ જીલ્લાઓમાં વહેંચાયલો છે. જેમાં દમિશ્ક, હુમસ, અર્દન,

ફહલરતીન જે પ્રખ્યાત જીલ્લાઓ છે. અદ્દનનું આગ્રસ્થાન તિબરીયા છે, જે દમિશ્કથી ચાર મંઝીલ છે તિબરીયાની પુર્વ બાજુ બાર માઇલની એક લાંબી નદી છે. તેની નઝદીકજ થોડાક માઇલ ઉપર એક ન્હાનું સરખું શહેર હતું, જેનુ પુરાણું નામ સલાઉરન્યા એટલે અરબી નામ ફહલ છે. આ લડાઇ એજ શહેરના નામે પ્રખ્યાત છે. આ સ્થાન હવે બિલકુલ વીરાન છે. છતાં પણ તેના કંઇ કંઇ ચિન્હ સમુદ્રની સપાટીથી છસો ફીટ ઉચાઇ પર દ્રષ્ટિગોચર થાય છે.

સારાંશ કે રૂમી ફવજો બીસાનમાં ભેગી થઇ અને મુસલમાનોએ તેમની સ્હામે ફહલમાં પડાવ નાંખ્યો. રૂમીઓએ આ ભયથી કે મુસલમાન એકાએક ચઢી ન આવે, આસપાસ જેટલી નેહરો હતી, બધાના બંધ તોડી નાખ્યા અને ફહલથી બેસાન સુધી પાણી પાણી થઇ ગયું. કીચડ અને પાણીના કારણે બધા માર્ગો બંધ થઇ ગયા. પરંતુ ઇસ્લામનો સયલાબ (રેલો) કયારે રોકાઇ શકવાનો હતો. મુસલમાનોની અડગતા જેઇને ઇસાઇયો સુલહ માટે તઇયાર થઇ ગયા. અને અબુ ઓબયદહ પાસે સંદેશો મોકલાવ્યો કે કોઇ માણસ એલચી બનીને આવે. અબુ ઓબયદહયે મઆઝ બીન જબલને મોકલ્યા. મઆઝ રૂમીઓના લશકરમાં પહોંચ્યા તો, જોયુ કે તંબુઓમાં રેશમી જરી ભરીત કપડું બીછાવેલું છે. તેઓ ત્યાંજ થોભી ગયા એક ઇસાઇએ કહયું કે ઘોડો હું પકડી લઉ છું, તમે દરબારમાં જઇને બેસો. મઆઝની મ્હોટાઇ અને પવિત્રતાઇની આમ ચર્ચા હતી, અને ઇસાઇઓ સુધ્ધાં તેઓથી જાણીતા હતા. એ માટે તેઓ ખરેજ, તેમની ઇઝઝત કરતા હતા. અને તેમનું બાહિર ઉભા રહેવું તેમને ભારે પડતું હતું. મઆઝે કહયું કે હું આ ફર્શ ઉપર, જે ગરીબોના હકો છીનવી લઇને બનાવવામાં આવ્યું છે, બેસવા નથી માંગતો. આ કહીને ભોંય ઉપર બેસી ગયા. ઇસાઇઓએ અફસોસ કર્યો અને બોલ્યા: કે અમો તમારી ઇઝઝત કરવા માંગીએ છીએ. પરંતુ તમને તમારી આબરૂનુ મુદ્દલ ભાન નથી, પછી અમારી પણ મજબુરી છે. મઆઝને ગુસ્સો આવ્યો. ગુંઠણુ ઉપર ઉભા થઇ ગયા અને બોલ્યા: જેને તમે ઇઝઝત સમજો છો, મ્હને તેની પરવાહ નથી. જો ભોંય ઉપર બેસવું ગુલામોની ટેવ છે તો, મ્હારાથી વધીને ખુદાનો ગુલામ કોણ હોઇ શકે છે. રૂમી તેમની બેપરવાઇ અને સ્વતંત્રા ઉપર આશ્ચર્ય પામ્યા અહિં

સુધી કે એક જણે પુછ્યું કે: મુસલમાનોમાં તમારા કરતાં કોઇ વધીને પણ છે. તેમણે કહ્યું: ખુદાની પનાહ! એજ પુરતું છે કે હું સર્વ કરતાં ખરાબ છું. રૂમી ચુપ થઇ ગયા. મઆઝે થોડીક વાર સુધી ચુપ બેસી રહયા પછી, ઇન્ટર પ્રિન્ટરને કહયું કે એમને કહી દો કે જો તમને મને કંઇ કહેવુ નથી તો, હું પાછો જાઉં છું. રૂમીઓએ કહ્યું કે તમે આ તરફ શા માટે આવ્યા છો. મઆઝ બોલ્યા કે સર્વ કરતાં પહેલાં અમારી આ દરખાસ્ત છે કે તમે મુસલમાન થઇ જાઓ, અને જો ઇસ્લામ સ્વીકાર ન કરો તો, જઝયો આપો. જો એ પણ કબુલ નથી તો, પછી આગળ તલવાર છે. રૂમીઓએ કહ્યું કે વારૂ, અમે તમને બલ્કાનો ઝિલ્લો અને અરદાનનો તે ભાગ, જે તમારી ભૂમિથી નઝદીક છે, આપીએ છીએ. તમે આ મુલ્ક છોડીને ફારિસ તરફ જાઓ. મઆઝે ઇન્કાર કર્યો અને ઉઠીને ચાલી આવ્યા. રૂમીઓએ અબુ ઓબયદહ સાથે પાધરી વાતચીત કરવા માંડ્યું અને કાસિદને મોકલ્યો. તેણે આવીને કહ્યું કે તમારી ફવજને દર માણસ દીઠ અમે બે બે અશરફી આપીશુ. તમે અહિંથી ચાલ્યા જાઓ. અબુ ઓબયદાએ ઇન્કાર કર્યો. કાસિદ ગુસ્સે થઇને ઉઠયો. અબુ ઓબયદાયે તેની ભ્રકુટી ચઢેલી જોઇને ફવજને તઇયાર થવાનો હુકમ આપી દીધો. પરંતુ રૂમીઓ મુકાબલા માટે આવ્યા નહિ. બીજા દિને હઝરત ખાલિદ (રદી૰) પોતે એકલા મયદાનમાં ગયા માત્ર સવારોની એક ટુકડી સાથે હતી. રૂમીઓએ પણ લડાઇની તઇયારી કરી, અને ફવજના ત્રણ ભાગ કરીને વારી વારીથી મયદાનમાં મોકલ્યા. પહેલો ભાગ આગળ ધસી રહયો હતો કે હઝરત ખાલિદ (રદી૰) ના હુકમથી કયસ બિન હુબયરાએ આગળ વધીને તેમને રોકયો, અને સખ્ત ખુનરેઝી થઇ. આ યુધ્ધ હજી ખતમ થયું નહતું કે બીજી ફવજ બાહિર આવી. ખાલિદ (રદી૰) એ સબરા બિન મસરૂકને ઇશારો કર્યો. તેઓ પોતાના સાથીઓને લઇને આગળ વધ્યા. એ પછી ત્રીજી ફવજનો ભાગ બાહિર પડયો, જેનો સિપહસાલાર એક બહાદુર યોધ્ધો હતો અને જે મ્હોટી યોજના અને કુળ બળથી આગળ વધી રહયો હતો. નઝદીક આવીને પોતે થોભી ગયો અને થોડાક માણસોને ખાલિદ (રદી૰) ની સ્હામે લડવા મોકલ્યા. ખાલિદ (રદી૰) એ આ હુમલો પણ ઘણીજ મક્કમતા સાથે ઝીલ્યો. અંતે સિપહસાલારે પોતે હુમલો કર્યો અને પહેલી બન્ને ફવજો પણ એકમેકમાં ભળી ગઇ. ઘણી વાર સુધી લડાઇ થતી રહી મુસલમાનોની

અચળતા જોઇને, રૂમીઓએ વધારે વાર લડવાનું મુનાસિબ નહિ ધાર્યું અને પાછા ફરી જવા ઇચ્છયું. ખાલિદ (રદી૦) ચેતી જઇને પોતાના સાથીઓને પડકાર્યા કે રૂમીઓ પોતાનું કળ બળ ખતમ કરી ચુકયા છે, હવે અમારી વારી છે. આ સાદની સાથે મુસલમાનોએ જોરશોર સાથે એક સાથે તુટી પડયા અને રૂમીઓને દબાવતા ચાલ્યા, રૂમીઓ ન્હાસીને શહેરમાં ભરાઇ ગયા.

ઇસાઇઓ મદદની આશાએ લડાઇ ટાલી રહયા હતા. ખાલિદ (રદી૦) તેમની આ સ્થિતિ કળી ગયા, અને અબુ ઓબયદહને કહયું, કે રૂમીઓ અમારાથી દબાઇ ગયા છે. હુમલાનો એજ સુયોગ છે. તેજ વેળા છડી પોકારનારાઓ ફવજમાં જઇને પોકારી આવ્યા કે કાલે હુમલો થશે ફવજ સર સામાનથી તઇયાર રહે. રાત્રે પાછલા પ્રહરે અબુ ઓબયદહ મીઠી નિંદ્રાનો ત્યાગ કર્યો અને ફવજ યોજના ઘડવા લાગ્યા. મઆઝ બિન જબલને સીધી બાજુ, હાશમ બિન અતબાને ડાબી બાજુ, પાયદલ ફવજ ઉપર સઇદ બિન ઝયદ અને સવાર લશકર ઉપર હઝરત ખાલિદ (રદી૦) અફસર તરીકે નીમાયા.

રૂમીઓ જે લગભગ પચાસ હઝાર હતા, આગળ પાછળ પાંચ હારો ગોઠવી, જેની વ્યવસ્થા એવી હતી કે પહેલી હારમાં દરેક સવારની આસપાસ બબ્બે ધનુષ્યકાર હતા, સીધી અને ડાબી બાજુએ સવારોનો રિસાલા હતા, અને પાછળ પાયદલ લશકર હતું. આવી રીતે નગારા અને રણ શિંગડા વગાડતાં, મુસલમાનોની તરફ વધ્યા. ખાલિદ (રદી૦) આગળની બાજુ હતા, માટે પ્રથમે તેમની સાથે લડાઇ શરૂઅ થઇ રૂમી તીર અન્દાઝોએ એવી રીતે તીરોનો વરસાદ વરસાવ્યો કે મુસલમાનોને પાછળ હટવું પડયું. ખાલિદ (રદી૦) અહિંથી ભુલાવો દઇને, સીધી બાજુ ઝુકી પડયા. કેમકે તે બાજુ સવારોજ હતા, તીર અન્દાઝો નહતા. રૂમીઓની હિમ્મત એટલી બધી વધી ગઇ હતી કે સીધી બાજુની ટુકડી અલગ થઇને, ખાલિદ (રદી૦) ઉપર તુટી પડી. ખલિદ (રદી૦) ધીમે ધીમે પાછળ હટતા જતા હતા. અહિં સુધી તે હઠી આવ્યા કે ફવજથી તેઓ દુર સુધી નીકળી આવ્યા. ખાલિદ (રદી૦) આ તક સાધીને એવા જોરશોરથી હુમલો કર્યો કે સફેની સફો ઉલટાવી દીધી. અગયાર મોટા મોટા અફસરો તેમના હાથે જહન્નમ તરફ રવાના થઇ ગયા. બીજી

બાજુથી કયસ બિન હુબયરાએ ડાબી બાજુ હુમલો કરીને. રૂમીઓનો બીજો ભાગ પણ કમઝોર કરી દીધો. છતાં, વચમાંની ફવજ તીર અન્દાઝોના કારણે સુરક્ષિત હતી. હાશમ બિન અત્બાએ, જેઓ ડાબી બાજુના સરદાર હતા. ધ્વજા હલાવીને બોલ્યા: ખુદાના સમ જ્યાં સુધી હું એને વચમાં પહોંચીને ગાડીશ નહિ ત્યાં સુધી પાછો ફરીશ નહિ. એમ કહી ઘોડાથી કુદી પડયા અને હાથમાં ઢાલ લઇને, લડતાં લડતાં, એટલા નઝદીક પહોંચી ગયા કે તીર અને બાણુની લડાઇ બંધ કરીને, તલવાર અને ભાલાની લડાઇ શુરૂઅ કરી દેવી પડી. સંપુર્ણ એક કલાક સુધી લડાઇ રહી, અને આખું રણુ ખુનથી રંગાઇ ગયું. અંતે રૂમીઓના પગ ઉખડી ગયા અને બહુજ ગભરાટમાં પડી જઇને, ન્હાસી છુટયા.

આ લડાઇ પછી અદંન ઝિલ્લાના બધા શહેરો અને સ્થળો ઘણીજ આસાની સાથે ફતહ થઇ ગયા, અને દરેક ઠેકાણે સુલ્હના શર્તોમાં આ લખી દેવામાં આવ્યું કે, તેમની જાન, માલ ઝમીન, મકાનો, ગિરજા (દેવળો) વગેરે સુરક્ષિત રહેશે. માત્ર મસજીદો બનાવવા માટે કેટલીક ઝમીન લેવામાં આવશે.

---

## હુમસની ફતહ.

શામના જીલ્લાઓમાંનો આ એક મોટો જીલ્લો અને પુરાણું શહેર હતું. પ્રાચીન કાળમાં એની વિખ્યાતી આ કારણે થઇ કે અહિં આફતાબ (સુર્ય) ના નામ ઉપર એક મોટું મંદીર હતું. જેના દર્શનાર્થે તીરથ કરવા માટે દુર દુરથી લોકો આવતા હતા અને તેના પુજારી બનવાને ઘણા ગર્વ સમાન લેખતા હતા. દમિશ્ક અને અદંન પછી ત્રણુ મોટા શહેર રહી ગયા હતા, જેમની ફતહ, આખા શામના ઇલાકાની ફતહ હતી. બયતુલ મુકદ્દસ, હુમસ અને અન્તાકિયા, જ્યાં ખુદ હર્કલ રહેતો હતો. હુમસ આ બન્નેની નઝદીક અને સામાન તેમજ સઇન્યમાં, બન્નેથી ઉતરતો હતો. એ માટે ઇસ્લામી લશકર પ્રથમ એ તરફ પ્રયાણુ કર્યું. રસ્તામાં બઅલબક પડતું હતું. તે એક ન્હાનીસી લડાઇમાં ફતહ થઇ ગયું. હુમસની નઝદીક રૂમીઓએ પોતે વધીને હુમલો કરવા ચાહયું, અને એક મોટી સંખ્યામાં લશકર સાથે નીકળીને જુસીઆમાં મુસલમાનો

સાથે લડાઇ શરૂ કરી દીધી. હઝરત ખાલિદ (રદી૦) ના પહેલાજ હુમલામાં તેમના પગ ઉખડી ગયા. ખાલિદ (રદી૦) એ સબરા બિન મસરૂકને થોડીક ફવજ આપીને હુમસ તરફ રવાના કર્યા. માર્ગમાં રૂમીઓની નાસી છુટેલી અને વેર વિખેર થયલી ફવજ સાથે ભેટો થઈ ગયો અને મુસલમાનોએ તેમને ફરી નસાડી દીધા આ વેળા સરદી ગઝબની પડી રહી હતી અને રૂમીઓને એની ખાત્રી હતી કે મુસલમાનો ખુલા મયદાનમાં વધુ વાર સુધી લડી શકશે નહિ. એની સાથે હર્કલનો કાસિદ આવી ચુકયો હતો, કે ઘણી જલદી મદદ પહોંચી જશે. ગભરાતા નહિ. આ હુકમ મુજબ એક મોટી સંખ્યા રવાના થઇ ગઇ હતી. પરંતુ સઅદ બિન અબી વિકાસે-જેઓ ઇરાક ઉપર ચઢાઇ અર્થે મોકલવામાં આવ્યા હતા.-આ ખબર સાંભળીને થોડીક ફવજ મોકલી દીધી, જેણે તેમને ત્યાંજ રોકી લીધી. હુમસવાળાઓએ દરેક ઠેકાણેથી નિરાશ થઇને સુલ્હની દરખારત કીધી અબુ ઓબયદહએ, અબાદહ બિન સામતને ત્યાંજ છોડયા, અને પોતે હમાતની તરફ રવાના થઇ ગયા. હમાતવાળાઓએ તેમના પહોંચવાની સાથે સુલહની દરખારત કરી, અને જઝયો આપવા કબુલ કર્યું. ત્યાંથી રવાના થઇને શેરઝ અને ત્યાંથી મુઅરતુન્નોઅમાન પહોંચ્યા. અને તે સ્થળના લોકોએ સુલહ કરી શરણે આવ્યા. એ લોકોથી નીબટી લઇને લાઝકીયા તરફ ફર્યા. આ એક ઘણું પુરાણું શહેર છે. હઝરત અબુ ઓબયદહ (રદી૦) અહિંથી થોડાક ફાસલા ઉપર મુકામ કર્યો. અને તેની મજબુતી અને અડગતા જોઇને, એક નવી તદબીર યોજી. એટલે મયદાનમાં ઘણા ઉંડા ખાડા ખોદાવ્યા. આ ખાડા (ખાયો) એટલી સંભાળ અને ચુપકીદીથી તઇયાર કરવામાં આવ્યા કે દુશમનોને ખબર સુધ્ધાં પડી નહિ. એક દિને ફવજને કુચ કરવાનો હુકમ આપ્યો, અને ઘેરો ઉપાડી લઇને હુમસની તરફ રવાના થયા. શહેરવાળાઓ જેઓ લાંબા કાળથી કિલ્લા બંધીથી ગભરાઇ ગયા હતા, અને તેમનો બધો કારોબાર બંધ થઇ ગયો હતો, એને ગયબી મદદ સમજી લઇ કિલ્લાનો દરવાજો ખોલી દઇ, કારોબારમાં મશગુલ થઇ ગયા. મુસલમાનો તેજ રાત્રે સહવારના વખતે બાહિર નીકળીને, એકાએક હુમલો કરી દીધો, અને પળવારમાં શહેર ફતહ થઇ ગયું.

# યરમુકની રણભુમી અને ખાલિદ (રદી૦) ની લડાયક યોજનાઓ.

પ્રગટ કર્તા.

હ૦ અબુ ઓબયદહ (રદી૦) જ્યારે હુમસ ફતેહ કરી ચુકયા ત્યારે હુમસ વાસીઓને પોતાના રક્ષણમાં લઇ તેઓ ઉપર એક અમીર કાયમ કરી દીધો. અને ત્યાંથી કુચ કરીને એક મનહર, લીલોતરીથી ભરપુર જગ્યાએ જઇ છાવણી નાંખી.

અત્યારે તેઓ એવા વીચારમાં હતા કે બયતુલ મુંકદદસની ચઢાઇ માટે તેમને ઉત્તર તરફ જવું પડતું હતું અને અનતાકીયા માટે દક્ષીણ ભણી જવું પડતું હતું.

અનતાકીયા હુમસની દક્ષીણમાં દર્યાના કીનારા પાસે આવેલ હતું. કયસરે રૂમના એશીયાઇ કબજાઓનુ ખાસ રાજ્યમથક હતું. કયસરે રૂમ "હરકુલ" અનતાકીયામાં હાજર હતો. અહીં બયતુંલ મુકદદસ એટલે જયરૂસ્સલમ પવિત્ર સ્થળ અને પેલેસટાઇનનુ ખાસ સેન્ટર હતું. બયતુલ મુકદદસને ફતેહ કરી લેવાથી ઇસલામીયોનો તમામ પલેસ-ટાઇનના ઇલાકા ઉપર કબજો થઇ શકતો હતો અને અનતાકીયા ફતેહ કરી લેવાથી તમામ સીરીયાનો ઇલાકો અરબવાસીયોના કબજામાં આવી શકતો હતો.

આ બન્ને ખાસ જગ્યાઓ હતી અને હ૦ અબુ ઓબયદાહ (રદી૦) એવા વીચાર વમળમાં હતા કે પહેલા કઇ જગા ઉપર હુમલો કરવો અને કઇ જગ્યાએ પહેલો વિજય પ્રાપ્ત કરવો જે ઇસલામીઓ માટે ફાયદાકારક નીવડે.

પેલેસટાઇનનો ઇલાકો સીરીયાના પશ્ચિમ, દક્ષિણ ખુણામાં સમુંદ્ર કીનારે એટલે બહરએ રૂમ (રૂમના દરીયા) સુધી ફેલાએલ હતો અને આ ઇલાકો ધંધા રોઝગાર માટે સોનાની ખાણ જેવો લેખાતો હતો.

પહેલા ખલીફા હ૦ અબુબક્ર સીદદીક (રદી૦)એ અમર બીન આસને ખાસકરીને પેલેસટાઇન તરફ રવાના કર્યા હતા અને અમર બીન આસે પેલેસ્ટાઇનની સરહદ ઉપર રૂમી સૈન્યને શીકસ્ત (હાર) આપી

વીજય મેળવ્યો હતો. પણ ખાલીદ બીન વલીદની આજ્ઞા મુજબ અગર બીન આસ પોતાના સૈન્ય સહીત અજનાદયનના મેદાનમાં જઇ શામીલ થયા હતા.

ખાલીદ બીન વલીદ (રદી૰)નો વીચાર તે વખતે સીરીયા ફતેહ કરવાનો હતો. અબુ ઓબયદા (રદી૰) પણ ખાલીદ બીન વલીદ (રદી૰)ના વીચારો સાથે મળતા દેખાતા હતા એટલેજ શામના શહેરો ફતેહ કરતા રહયા. અત્યારે સર્વે ઇસલામી ફોજ તેમની સાથે હતી સીવાય એ સીપાહીયો કે જેઓ જુદા જુદા શહેરોની નીગેહબાની માટે ગોઠવી દેવામાં આવ્યા હતા.

અબુ ઓબયદા (રદી૰) પણ એજ વીચારમાં હતા તેટલામાં તેમને ખબર મળી કે કયસરે રૂમ હરકુલે જંગી ફવજ અરબના મુકાબલા માટે તઇયાર કરી છે કે જેની બંખ્યા લખોમાં લેખાય છે. એટલુંજ નહી પણ ચો દીશાએથી શુરા લડવયાઓ પણ બોલાવવામાં આવ્યા છે.

આ સાંભળી અબુ ઓબયદા (રદી૰) ચીંતામાં આવી પોતાના નામી સરદારોને બોલાવી કહ્યું—

રૂમીઓનુ મોટુ સૈન્ય આપણા મુકાબલા માટે તઇયાર થઇ ચુકયું છે માટે તમે મારી સાથે મસલેહત કરો કે આપણે અહીંજ રહેવું કે કોઇ બીજી જગ્યાએ જઇ છાવણી નાંખવી?

આ સાંભળી સહુથી પહેલાં કયસ બીન હુબયરાએ જવાબ આપ્યો કે હે અમીનુલ ઉમ્મત! અમે મહા મેહનતે અને જાંફીશાનીથી શામના શહેરો ફતેહ કર્યા છે તેથી હું પસંદ નથી કરતો કે આ જગ્યા તજીને બીજી તરફ જઇએ. મારી રાય એ છે કે અમે અહીંજ રૂમી ફવજનો મુકાબલો કરીએ. નહીતો રૂમીઓ આ શહેરો પર પાછો કબજો કરી લેશે, અને અમારી સર્વે કોશીશો ઉપર પાણી ફરી વળશે. અગર આ જગ્યાએ અમે રૂમી ફવજના હાથે કતલ પણ થઇ ગયા તો કંઇ પરવાહ નથી. અલ્લાહ તઆલા અમને બેહીસ્તે બરીમાં જગ્યા આપશે. મારૂં મન તો ઇચ્છતુંજ નથી કે અહીં પાછીપાની કરૂં.

હ૰ અબુ ઉબયદા (રદી૰)એ આ સાંભળી ફરમાવ્યું હે સરદારો!

તમે કયસ બીન હુબયરાની સલાહ સાંભળી લીધી છે. સાંભળો તમે અહીં થોભવું ઠીક સમજો છો કે રણભુમીમાં પાછા જવા ઇચ્છો છો ? આ ઇલાકો કે જે અમે પાણીની પેઠે પોતાનુ લોહી રેડી ફતેહ કર્યો છે અને ખુદા પાકે પોતાના વાયદા પ્રમાણે અમને આ સ્વર્ગ સમાન શહેરના વારીસ બનાવ્યા છે તે વીરાસતને ફરી શત્રુઓના હવાલે કરવા ચાહો છો કે છેવ-ટની ઘડી સુધી તેને પોતાના કબજામાં રાખવા ઇચ્છો છો ?

બીજા સરદારોએ પણ કયસ બીન હુબયરાની પેઠે કહ્યું અમે અહીંજ કદમ જમાવીને શત્રુઓનો સામનો કરીશું અને પ્રાણ જતાં પણ આ ઇલાકાનુ રક્ષણ કરીશું.

આ સાંભળી હ૦ અબુ ઓબયદા (રદી૦) ઘણાં રાજી થયાં. કેમકે તેમની પણ એવીજ મરજી હતી. પણ ખાલીદ (રદી૦) ઇસલામી લશકરમાં કંઇ સાધારણ માણસ ન હોતા કે જેમની મસલેહત લેવામાં આવે નહી. આ કારણસર હ૦ અબુ ઓબયદા (રદી૦)એ તેમને ખામોશ જોઇ પ્રશ્ન કર્યો:-

હે અબા સુલયમાન! તમે આ વિષયમાં પોતાનો કોઇ અભીપ્રાય આપ્યો નથી એટલુંજ નહી પણ કયસની મસલેહતમાં પણ હા ભણી નથી.

જવાબમાં ખાલીદ (રદી૦)એ કહ્યું મારો વીચાર કયસના વીચારથી બીલકુલ જુદો છે. પરંતુ મેં એટલા માટે જાહેર નહી કર્યું કે બીજા સરદારો તેમના વીચાર સાથે જોડાઇ ગયા છે. બલ્કે આપ જાતે પણ તેમની મસલેહતને કબુલ ફરમાવી ચુકયા છો.

અબુ ઉબયદા (રદી૦)એ કહ્યું કે હે અબા સુલયમાન ! તમારા જે કંઇ વીચાર હોય તે જાહેર કરો. કેમકે બનવા જોગ છે કે કયસ બીન હુબયરા અને અમે સઘળાઓ એવી બાબતોનો ખ્યાલ વટીક રાખ્યો નહી હોય. માટે તમારા વીચારો જાહેરમાં લાવો. જો તમારી મસલેહત વ્યાજબી હશે તો અમે દરેકે દરેક તમારી સાથે ગળી જઇશું કેમકે જે વાત દરેક મુસલમાનને ફાયદો પહોંચાડે એવી હોય તો તે વાતને કબુલ કરવી જોઇયે. ખાલીદ બીન વલીદ (રદી૦)એ તેના જવાબમાં કહયું.

મારી ધારણા પ્રમાણે અહીં થોભવું બીલકુલ મુનાસીબ નથી. કેમકે તમારા કોલ પ્રમાણે શત્રુદળ લાખોની સંખ્યામાં આવી રહયું છે એટલે

આ મેદાન આપણને પુરતુ પડશે નહી. આપણે મોટુ મેદાન જોઇએ કે જેથી છુટા છવાયા એટલી મોટી ફોજને મુકાબલો કરી શકાયે. આ મેદાનમાં તો તેઓ આપણને ચોગમથી ઘેરી લેશે. તે શીવાય કીસારયા અને બૈતુલમુકદ્દસ તરફથી આપણને અંદેશો રહેશે. આ બન્ને મજબુત મુકામો આપણી પાછળ છે. જો આપણે રૂમી લશકરનો મુંકાબલો આ જગાએ કરીશું તો અંદેશો ઉપજે છે કે કીસારયા અને બૈતુલ મુકદ્દસથી રૂમી ફોજો આપણી પછવાડેથી હુમલો કરી દે, અને આપણને નીકળવાનો કોઇ માર્ગ મળશે નહી. ઉપરાંત આવા તંગ મેદાનમાં રહેલાઇથી સપડાઇ જશું મદીનાથી આપણને કુમક પહોંચશે નહી અને અરબો સાથનો સંબંધ તુટી પડશે.

આ સઘળું જોતાં આપણને એવી જગ્યાએ મુકાબલા માટે તઇયાર રહેવું જોઇએ કે જ્યાં કીસારીયા અને બયતુલ મુકદ્દસનો હુમલો આપણી ઉપર થઇ શકે નહીં. ઉપરાંત મેદાન એટલુ મોટું હોવું જોઇએ કે દુર સુધી આપણી છાવણીઓ ફેલાવી શકીએ. કેમકે રૂમી ફવજની સંખ્યા બહુજ મોટી છે. અને તેની છાવણી લાંબા વીસ્તારમાં ફેલાએલ હશે. આપણી જુજ સંખ્યા છે પણ આપણે આપણું લશકર એવી રીતે ફેલાવી દેશું કે જે તરફથી રૂમીઓ આપણો મુકાબલો કરવા નીકળશે તેજ તરફ આપણોદેખાવ તેમની નજર સામેજ રહેશે અને આપણને જમણી ડાબી મેરથી ઘેરી શકશે નહિં.

હવે તે શહેરોના કબજાનો વીચાર કરવો રહયો કે જે આપણે ફતેહ કરી ચુકયા છીએ. ઠીક હમણા તો તે વીચાર પડતો મુકો. તેમનું મન માને તો તેઓ આપણા તાબે રહે અથવા રૂમીઓ સાથે મળી જાય. જયારે આપણે રૂમીઓ ઉપર ફતેહ મેળવશું ત્યારે તે તમામ શહેરો ખુશીની સાથે આપણા રક્ષણ તળે આવી જશે. આપણે બન્ને તરફથી રખડી જશું. સઘળાં શહેરો કબજામાંથી નીકળી જશે બલકે આપણે દરેક દરેક હલાક થઇ જશું. પછી જેવી આપની મરજી. મને મારા માટે કોઇ જાતની દહેશત નથી. આપ જે ફરમાવશો તે સર આંખોથી કબુલ કરીશ. કેમકે હું મારો જીવ અલ્લાહ તઆલાની રાહમાં વકફ કરી ચુકયો છું."

હઝરત અબુ ઓબયદહ (રદી૦) અને બીજા ઇસ્લામી સરદારો લડાઇ ખાતાના પ્રવીણ જાંબાઝ જનરલ ખાલીદ બીન વલીદ (રદી૦) ની જુબાની સાંભળી દંગ થઇ ગયા અને દરેકે દરેક આમન્ના વ સદદકનાના પોકારો કરી ઉઠયા.

હઝરત અબુ ઓબયદા (રદી૦) એ ખાલીદ બીન વલીદની મસલેહત કબુલ કરી બોલી ઉઠયા "હે અબા સુલયમાન ! હું તમારા કહેવા મુજબ અમલ કરીશ. ચાલો જ્યાં ઇચ્છો ત્યાં સઘળી ફોજ લઇ ચાલો."

ખાલીદે કહયું "જે જે શહેરમાં આપણે આપણા સરદારોને અરબ સવારોની સાથે છોડી આવ્યા છીએ તે સર્વેને હુકમ લખી મોકલો કે તેઓ તત્કાળ આપણને દરયાયે યર્મુક પર આવી મળે. કેમકે રૂમી લશકર આપણા મુકાબલામાં આવશે તો અવશ્ય તેમનો સીપેહસાલાર તે શહેરોને પોતાની સાથે મળી જવાની તજવીજ કરશે અને એવી સ્થિતિમાં એવું નહી બનવા પામે કે આપણા સીપાહીયો નાહક માર્યા જાય. એટલા માટેજ સર્વે સરદારોને બોલાવી લો અને તે શહેરોને તેમની મરજી ઉપર મુકી દો." અબુ ઓબયદા (રદી૦) આ સાંભળીને બહુજ રાજી થયા અને કહેવા લાગ્યા.

"ઓ અબા સુલયમાન" આ યુકિત તમે ઠીક યેજી છે. મને બીલકુલ આ વાતનું ભાન નહોતુ. અમારા સીપાહીગો નાહક દુશમનોના હાથે માર્યા જતે. અલ્લાહ તઆલા તમારી ઉપર રેહેમત કરે હું હમણાંજ તેમના ઉપર હુકમ લખી મોકલું છું. પણ તમને યર્મુકમાં રૂમીયોનો મુકાબલો કરવાની તજવીજ કરવાની છે."

ખાલિદ (રદી૦) એ કહ્યું "અલબત, તે માટે તેથી ઉમદા મયદાન મારા મગજમાં ઠરતુ નથી. ત્યાં અમે કીસારીયા અને બૈતુલ મુકદદસના હુમલાઓથી બચી શકશું અને તે મેદાન પણ એટલું મોટું છે કે આપણે રૂમીઓનો સારી પેઠે સામનો કરી શકશું. વળી મદીનાથી આપણને કુમક પણ પહોંચી શકશે ઉપરાંત અરબ સાથે આપણો રસ્તો બરાબર ખુલ્લો રહેશે."

આ સાંભળી હઝરત અબુ ઓબયદાએ તમામ લશકરને કૂચનો હુકમ

કર્યો. મંઝીલો ઘટાવતા ચટાવતા યર્મુકના કીનારે અતી ઉત્તમ જગ્યા પસંદ કરીને ત્યાં થોભી રૂમીઓની વાટ જોવા લાગ્યા. ખાલીદ બીન વલીદે સઘળા મેહફુઝ (સુરક્ષિત) મુકામો પોતાના કબજામાં કરી લીધા અને એક ખુલ્લું મેદાન રૂમી ફોજ માટે છોડી દીધું.

યર્મુક એક નાનો દરીયો છે જે હુરાનની બુલંદીયોમાંથી નીકળીને તીબરીયાથી થોડાક માઇલ ઉતર તરફ દરીયાએ યરદનમાં જઇ મળે છે. એક નાની નદી આ મેદાનની બીજી તરફ આવેલી હતી અને માત્ર એક તરફજ મેદાનનો રસ્તો નીકળતો હતો. આ મેદાન કેમ્પ માટે બહુજ રક્ષણ કરતા લેખાતું હતું. પણ ખાલીદ બીન વલીદ (રદી૦) એ આ આખુ મેદાન દુશ્મનની ફવજ માટે છોડી દીધું. એવી આશા એ કે રૂમીઓ એ મેદાનને પસંદ કરી પોતાની છાવણી ત્યાં નાંખશે અને પોતાની છાવણી તેનાથી શીમાલ (ઉત્તર દીશા) ભણી જયાં એ મેદાનનો રસ્તો નીકળતો હતો ત્યાં નાખ્યો એવા ખ્યાલથી કે રૂમી લશકર જયારે એ મેદાનમાં છાવણી નાંખશે તો માત્ર એ સાંકડો રસ્તોજ ઇસ્લામી ફોજના મુકાબલામાં રોકાશે.

આ એક એવી તદબીર હતી કે ખાલીદ બીન વલીદ (રદી૦)ના જંગી અનુભવની ખરેખર તારીફ કરયા વગર રહેવાતુ નથી, શું ખબર કે ખાલીદ બીન વલીદ કઇ મીલીટરી ફોજમાં શીક્ષણ લીધુ હતું કે તેમને આવા ખરા મોકાએ જયારે તેમની સામે સંખ્યાબંધ લાખોની ફોજ હતી અને અરબ ફવજ તેમની સામે જુજ જેવી હતી. તેમની આવી પંકતિ કે જે શુરા સેનાપતીને પણ લજાવે એવી કોઇ કાળે પણ કોઇની મનોદશામાં આવે એવી નહોતી. ઇસ્લામી સૈન્યના સીપાહસાલાર અત્યારે અમીનુલ ઉમ્મત હ૦ અબુ ઓબયદા બીન ઝર્રાહ (રદી૦) હતા પરંતુ આ સર્વે લડાઇઓની ફતેહનું કારણ માત્ર ખાલીદ બીન વલીદ હતા. દરેક લડાઇ આશ્ચર્ય પમાડનાર હતી અને જે માણુસો તેમનું વર્ણન સાંભળે છે તેઓ હેરતથી મોઢામાં આંગળીઓ પકડી આશ્ચર્યપુર્વક તેઓની તારીફ અને શુરાતનનુ ગીત ગાય છે.

ફુતહુલ ઇસ્લામ ઉર્દુ.

---

## યરમુકની લડાઇ.

રૂમીઓ, જેઓ હાર ખાઇ દમિશ્ક અને હુમસથી ન્હાસ્યા હતા તેઓ અન્તાકીયા પહોંચ્યા, અને હર્કલની પાસે ફરીયાદ કરી કે અરબે આખા શામને પાયમાલ કરી દીધો. હર્કલે તેઓમાંથી થોડાક હુશયાર અને ઇઝઝતદાર શખ્સોને પોતાની રહામે દરબારમાં બોલાવ્યા, અને કહ્યું: અરબ તમારાથી બળમાં, સંગમમાં અને સરસામાનમાં ઓછા છે પછી તમે તેમના મુકાબલામાં કેમ ટકી શકતા નથી? આ ઉપરથી બધાએ શરમને લીધે માથું નમાવી દીધું, અને કોઇએ કંઇ જવાબ આપ્યો નહિ. પરંતુ એક અનુભવી બુઢ્ઢાએ કહ્યું કે: અરબોના આચરણ અમારા આચરણ કરતાં સારા છે. તેઓ રાત્રે ભકિત કરે છે. દિવસે ઉપવાસ પાળે છે અને કોઇ પર અત્યાચાર કરતા નથી. ત્યારે અમારી સ્થિતિ તે કરતાં ઉલટીજ છે. એ માટે તેમના દરેક કામમાં જોશ, અડગતા અને મક્કમતા છે. કયસર હકીકતમાં શામમાંથી નીકળી જવાનો નિશ્ચય કરી ચુકયો હતો. પરંતુ દરેક જીલ્લા અને દરેક શહેરોમાંથી ખ્રિસ્તી ફરીયાદીઓના ટોળે ટોળાં આવતા હતા. એ માટે તેને સખ્ત ગયરત આવી અને ઘણાજ જોશ સાથે તઇયાર થયો દરેક ઠેકાણે હુકમો મોકલ્યા કે બધી ફવજ, પાયતખ્ત અન્તાકીયામાં મુકરર કરેલી તારીખ સુધી પહોંચી જાય. આ હુકમોનું પહોંચવું હતું કે ફવજોનું એક તુફાન ઉઠી આવ્યું. અન્તાકીયાની ચારે તરફ, જ્યાં સુધી નઝર પહોંચતી હતી, ફવજો તીડોના દળ પેઠે ફેલાયલી હતી.

મુસલમાનોએ જે સ્થળોને ફતેહ કરી લીધા હતા. ત્યાંના રહેવાસીઓ મુસલમાનોનાં ન્યાય અને સત્યતા તેમજ રૂમીઓનાં અન્યાય અને દમનનીતિનાં કારણે, દિલથી ઇચ્છતા હતા કે મુસલમાનો વિજયી રહે. એ માટે તેઓ ખ્રિસ્તીઓની દરેક યોજના અને લડાયક હરકતોની ખબરો મુસલમાનોને પહોંચાડી દેતા હતા. જ્યારે અબુ ઓબયદહ (રદી૦) ને આ વાતોની ખબર પડી તો, તેમણે ફવજના સરદારોને એકઠા કરી સલાહ કરી અને સલાહ એજ નક્કી થઇ કે મુસલમાનોની બધી ફવજ જે શામમાં જ્યાં ત્યાં છુટી છવાઇ પડી છે—એક ઠેકાણે ભેગી કરીને, દમિશ્કને રણ–સંગ્રામ ઠરાવવામાં આવે. એ ગોઠવણ મુજબ દરબારી લશકર હુકમ મળતાં વારજ દમિશ્ક ખાતે રવાના થવા લાગ્યું. તદુપરાંત હઝરત ઉમર

(રદી૦) ની સેવામાં બધી હકીકત લખીને, વધુ મદદ માંગવામાં આવી. આ ઉપરથી હઝરત ઉમર (રદી૦) એ અમિરને એક હઝાર જવાન સાથે રવાના કરી દીધા. જેમના પહોંચવાથી મુસલમાનોને ઘણી સબળતા પ્રાપ્ત થઇ, અને ઘણીજ અડગતાથી લડાઇની તઇયારી કરવા લાગ્યા. રૂમી ફવજો યર્મુકની સ્હામે દયરૂલ-જબલમાં ઉતરી. હઝરત ખાલિદ (રદી૦) એ પણ જંગી તઇયારીઓ આરંભી દીધી. મઆઝ બિન જબલને-જે મોટા રૂત્બાના સ્હાબી હતા-સીધી બાજુએ નીમ્યા. કબાસ બીન અશીમને ડાબી બાજુ અને હાશમ બિન અત્બાને પયદલ લશકરના અફસર મુકરર કર્યા. પોતાના હાથ નીચેની ફવજના ચાર ભાગ કર્યા એક પોતાની સાથે રાખી, બાકીના ત્રણ ભાગ ઉપર કયસ બીન હુબયરહ, મયસરહ બિન મસરૂક, અમર બીન તુફયલને નીમ્યા. આ ત્રણે બહાદુરો અરબમાં અજોડ હતા અને એજ કારણે 'ફારિસુલ અરબ' કહેવાતા હતા. રૂમીઓ પણ ઘણા લાવ લશકર સાથે નીકળ્યા બે લાખથી વધુ ફવજ હતી જેની ચોવીસ હારો હતી. જેમની આગળ આગળ તેમના ધર્માચાર્યો હાથોમાં સલીબો (ક્રોસો) લઇને ઉશ્કેરતા જતા હતા. ફવજો બિલકુલ આમને સામને આવી ગઇ, તો, એક બતરીક (સરદાર) લશકરની આગળ આવીને કહ્યું કે હું એકલો લડવા ઇચ્છું છું. મયસરહ બિન મસરૂકે ઘોડો આગળ વધાર્યો પરંતુ, હરીફ ઘણોજ કદાવર અને જવાન હતો, ખાલિદ (રદી૦) તરતજ તેમને રોકી લીધા અને કયસ બિન હુબયરહ પ્રત્યે જોયું તો, તેઓ લડાયક ગીત ગાતાં આગળ વધ્યા. અને એટલી ફુરતીથી પહોંચી ગયા કે બતરીક હથયાર પણ સંભાળી શકયો નહતો કે એમનો વાર થઇ ગયો. તલવાર માથા ઉપરના ટોપને કાપતી ગર્દન સુધી ઉતરી ગઇ બતરીક ઘોડા પરથી નીચે પડયો અને તેની સાથે મુસલમાનોએ તકબીરનો નઅરો (અવાઝ) બુલંદ કર્યો. ખાલિદ (રદી૦) એ કહ્યું: ફાલ (સમય) સારી નીકળી છે, અને ખુદા ચાહશે તો આગળ ફતહ છે. ઇસાઇઓએ ખાલિદ (રદી૦) ના સાથી અફસરો માટે જુદી જુદી પલટણો રાખી હતી, પરંતુ બધાએ હાર ખાધી. તે દિને અહિંજ લડાઇ અટકી.

રાત્રે બાહાને સરદારોને જમા કરીને કહ્યું કે અરબોને શામની દવલત અને નેઅમતોનો લ્હાવો લાગી ચુકયો છે. માટે સારૂં તો એ છે કે, માલ-ધનની લાલચ આપી, તેમને અહીંથી કાઢવા જોઇએ. બધા જણે આ

મતને ટેકો આપ્યો. બીજા દિને અબુ ઓબયદાની પાસે કાસિદ મોકલવામાં આવ્યો કે કોઇ માનનીય અફસરને અમારે ત્યાં મોકલી દો. અમે તેની સાથે સુલ્હ માટે વાત ચીત કરવા માગીએ છીએ. કાસિદ જે સંદેશો લઇને આવ્યો હતો તેનું નામ જયોજ' હતું. જયારે તે પહોંચ્યો તો સાંજ થઇ ચુકી હતી. જરા વાર પછી મગરીબની નમાઝ શુરૂઅ થઇ. મુસલમાનો જે શવક અને ઉલ્લાસથી તકબીર કહીને ઉભા થયા અને જે એકતા અને તલ્લીનતા, ચુપકીદી અને વિનય સાથે નમ્રતાથી તેમણે નમાઝ અદા કરી તે બધી વાતોને કાસીદ અતિશય આશ્ચર્યથી દિગમૂઢતાની નઝરે જોતો રહયો. અહીં સુધી કે જયારે નમાઝ ખત્મ થઇ ચુકી ત્યારે તેણે અબુ ઓબયદહને થોડાક સવાલ પુછયા, જેમાં એક આ પણ હતો કે, તમે હ૦ ઇસા (અલે૦) સંબંધી શી માન્યતા ધરાવો છો? જયારે તેનો જવાબ મળ્યો ત્યારે તે એકદમ બોલી ઉઠયો કે બેશક, ઇસાના એજ ગુણ હતા અને નિઃસંદેહ તમારા પયગમ્બર સાચા છે. આ કહીને તે મુસલમાન થઇ ગયો. તે તો પોતાની કવમ પાસે પણ જવા ઇચ્છતો ન હતો, પરંતુ હઝરત અબુ ઓબયદહએ આ વીચારે, કે રૂમીઓને વચન ભંગ કરવાનો સંશય ન ઉપજે, માટે તેને જવાને મજબુર કર્યો. અને કહ્યું કે કાલે અહીંથી જે એલચી આવશે તેની સાથે ચાલી આવજો.

બીજા દીને હ૦ ખાલીદ (રદી૦) પોતે રૂમીઓના લશકરમાં ગયા. રૂમીઓએ પોતાની પ્રબળતા દેખાડવા માટે પ્રથમથીજ આ વ્યવસ્થા કરી રાખી હતી કે રસતાની બન્ને બાજુ દુર સુધી સવારોને હારબંધ ગોઠવી દીધા હતા, જે માથાથી તે પગ સુધી લોઢાગાં ઢંકાયલા હતા, પરંતુ ખાલીદ (રદી૦) એવી બેપરવાઇ અને તિરસ્કારની નજરે તેમને જોતા હતા કે જાણે સીંહ બકરીઓ અથવા ઘેંટાઓના ટોળાને ચીરતો ચાલ્યો જાય છે. જયારે બાહાનના ખીમા (તંબુ) પાસે પહોંચ્યા તો, તેણે બાહિર આવી તેમનું અંતિમ માન સાથે સ્વાગત કર્યું અને પોતાની બરાબર બેસાડયા. વાત ચીત શુરૂઅ થઇ. બાહાને સાધારણ વાતચીત પછી લેકચરની પેઠે ભાષણ કરવાનુ આરંભ્યું. હ૦ ઇસા (અલે૦)ની તઅરીફ પછી કયસરનુ નામ લીધું અને ગર્વથી કહ્યું કે અમારો બાદશાહ બધા બાદશાહોનો શહેનશાહ છે. પરંતુ આ વાકય સંપુર્ણ બોલ્યો ન હતો કે, હઝરત ખાલીદ (રદી૦) બાહાનને બોલતાં અટકાવી દીધો, અને બોલ્યા કે તમારો બાદશાહ એવોજ

હશે, પરંતુ અમે જેને સરદાર બનાવી રાખ્યો છે તેને એક પળ માટે પણ બાદશાહીનો ખ્યાલ આવી જાય તો અમે તેને પદભ્રષ્ટ કરી દઇએ. બાહાને ફરી ભાષણ શુરૂઅ કર્યું, અને પોતાના અઢળક ધન અને મ્હોટાઇનો ગર્વ લેતાં જણાવ્યું કે અરબ લોકો જે અમારા દેશમાં વસ્યા, અમે હમેશા તેમની સાથે મિત્રાચારીથી વર્ત્યા. અમારૂં ધારવું હતું કે આ છુટછાટ અને મિત્રાચારીથી બધા અરબ અમારા ઓશીંગણ રહેશે પરંતુ આશા વીરૂધ તમે અમારા દેશ ઉપર ચઢી આવ્યા, અને ઇચ્છો છો કે અમને અમારા દેશમાંથી પણ કાઢી મુકો. તમને ખબર નથી કે અનેક કવમોએ એવો અનેક વખત નિશ્ચય કર્યો, પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહી. હવે તમને કે જે આખી દુન્યામાં તમારાથી વધીને કોઇ જંગલી, અજ્ઞાન અને સર સામાન વીનાની કવમ નથી, આ હીમ્મત થઇ છે. અમે આ ઉપર પણ આંખ મિચામણાં કરીએ છીએ. બલ્કે જો તમે અહીંથી ચાલ્યા જાઓ તો, ઇન્આમ તરીકે સિપહસાલારને દસ હઝાર દીનાર, અફસરોને હઝાર હઝાર અને સામાન્ય લશકરીઓને સો સો દીનાર આપવામાં આવશે.

બાહાન જ્યારે પોતાનુ ભાષણ પુરૂ કરી ચુકયો, ત્યારે હઝરત ખાલીદ (રદી૦)એ હમ્દ અને નઅત પછી કહ્યું કે નિઃસંદેહ તમે માલદાર છો, ધનિક છો, સત્તાશીલ છો, તમે પાડોશી કવમ અરબો સાથે જે કંઇ વર્તણુક સારી ચલાવી છે તે પણ અમને ખબર છે. પરંતુ એ કંઇ તમારો ઉપકાર નથી. બલ્કે ધર્મ પ્રચારની એક રીતિ હતી. જેની અસર આ થઇ કે આજે તેઓ ઇસાઇ થઇ જઇને અમારા મુકાબલામાં તમારી સાથે થઇ લડી રહયા છે ખરૂ છે કે અમે અતિશય મોહતાજ, તંગદસ્ત અને ખાનાબદોશ હતા. અમારી અજ્ઞાનતા અને જંગલીપણાની આ હાલત હતી કે બળવાન નિર્બળને પીસી નાખતો હતો. કબીલાઓ આપસમાં લડી લડીને બરબાદ થઇ જતા હતા. અનેક ખુદા બનાવી તેમને પુજતા હતા. પોતાના હાથે મુર્તીઓ ઘડતા અને તેની ઇબાદત કરતા અથવા પુજતા હતા. પરંતું ખુદાએ અમારા ઉપર દયા કરી અને એક પયગમ્બરને મોકલ્યો જે અમારી કવમમાંનોજ હતો, અને અમારા કરતાં વધારે શરીફ, વધારે ઉદાર, વધારે પવિત્ર આદતવાળો હતો. તેણે અમને તવહીદ (એકેશ્વરવાદ) શીખવાડયો, અને દેખાડી દીધું કે અમે આ માન્યતાઓને આખી દુન્યા

સમક્ષ મુકીએ. જેણે તેમને માન્ય ગણ્યું તે મુસલમાન છે અને અમારો ભાઇ. જેણે નહી માન્યું અને જઝયો આપવાને કબુલ્યું, તેના અમે મદદગાર અને રક્ષણ કર્તા છીએ. અને જેણે બન્નેથી ઇન્કાર કર્યો તેના માટે તલવાર છે.

બાહાને જઝયાનુ નામ સાંભળીને એક ઠંડો નિશ્વાસ મુકયો અને પોતાના લશકર પ્રત્યે ઇશારો કરીને કહ્યું કે આ લોક મરીને પણ જઝયો નહી આપશે. અમે જઝયો લઇએ છીએ આપતા નથી. સારાંશ કે કોઇ મુઆમલો તય થયો નહી. અને હઝરત ખાલીદ (રદી૦) ઉઠીને ચાલી આવ્યા. હવે તે છેલ્લી લડાઇની તઇયારીઓ થવા લાગી જેના પછી રૂમીઓ ફરી કદી ઉઠી શકયા નહી. ખાલીદ (રદી૦)ના ચાલ્યા આવ્યા પછી બાહાને સરદારોને એકઠા કર્યા અને કહયું સાંભળ્યું! અરબોનો દઅવો છે કે જ્યાં સુધી તેમની પ્રજા ન બની જાઓ, ત્યાં સુધી તેમના હુમલાથી તમે બચી શકતા નથા. તમને તેમની ગુલામી સ્વીકાર્ય છે? બધા અફસરો ઘણા જોશ સાથે બોલી ઉઠયા કે અમે મરી જઇશું પરંતુ આ અપમાન સહન કરી શકીશું નહી.

---

પ્રગટ કર્તા.

બાહાને જબલા બીન ગસ્સાનને બોલાવી કહ્યું કે મુસલમાનોને કઇ પણ રીતે સમજાવી સુલેહ ઉપર લાવ. જબલા જ્યારે મુસલમાનોના લશકર સામે ગયો અને કહ્યું કે અમર બીન આમીરની અવલાદમાંથી કોઇ માણસની મારી પાસે મોકલો કે, હું તેનાથી વાતો કરૂં. ત્યારે ઓબાદા બીન સામિત તેની પાસે આવ્યા, અને કહ્યું કે હું અમર બીન આમીરની અવલાદ અને ખજ઼ના કબીલાથી છું. મારૂ નામ ઓબાદા બીન સામિત અને હ૦ રસુલે અકરમ (સલ૦) નો સહાબી છું તારે જે પુછવું હોય તે પુછ. જબલાએ કહ્યું કે અય મારા કાકાના દીકરા હું અને તુ બન્ને ભાઇ છીએ. હું તમોને વગર લાલચે નસીહત કરવા આવ્યો છું કે, તમો જેવી રીતે બીજા દેશોમાં ફતેહ મેળવી છે, તેના ઘમંડમાં આવી આ લોકો એટલે રૂમીઓથી તમો ફાવી શકશો નહી. કારણ કે આ લોકો તમારા કરતા વધારે તેમજ લડાયક સામાનમાં પણ સારી રીતે સુસજ્જ છે. આ લોકોએ તેમના હાથ નીચેના સર્વ લોકોને આમંત્રણ કરી અહીં

બોલાવી લીધા છે, જેઓ લડાયક સરસામાન અને બળમાં તમારાથી ઘણુંજ વધેલા છે. જેમની સામે તમારી કોઇ હસ્તી નથી. માટે હું તમોને એજ સલાહ આપુ છું કે તમો આજ સુધી જેટલો દેશ જીતેલો છે, તે તમારા કબજામાં રેહશે, અને અહીંથી લડાઇ મુલતવી કરી તમો પાછા જાવ. જો તમો હાર ખાશો તો અહીં તમારે રેહવાનુ પણ મુશકેલ થઇ પડશે. તેમજ તમારો દેશ પણ અહીંથી ઘણો દુર છે. માટે મારી તમોને એજ સલાહ છે કે, આટલા ઉપર સંતોષ માની અહીંથી પાછા ફરી જાવ. હ૦ એબાદા બોલ્યા કે સાંભળ અમોને ખુદાએ હંમેશા વધુ પ્રમાણ ઉપર પણ ફતેહ આપી છે. અમો જે ધર્મના માટે લડયા કરીએ છીએ તેના માટે લડયા કરીશું કારણ કે અમારા સાચા નબીએ અમારી ફતેહના માટે સાચું ભાવિષ્ય વાણેલું છે. અમો કોઇ પણ આફતથી ડરતા નથી તેમજ આવનાર આફતથી પણ મનમાં જરાએ સંકોચાતા નથી. અય જબલા હું તને પણ કહુ છું કે તું તારી કવમ સહીત ઇસ્લામમાં આવી જા, કારણ કે તુ કવમે અરબથી છે, માટે તું તારી કવમને ઉંધે રસ્તે નહી લઇ જતાં સીધા રસ્તા ઉપર આવી ઇસ્લામમાં દાખલ થઇ કેહકે, "લાઇલાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહ" જબલા બોલ્યો કે, ચુપ રહો! હું મારા ધર્મથી ફરીશ નહી. એબાદા બોલ્યા ત્યારે તું અમારી તરવારોથી ડર, કે અમો અમારા ખુદા અને નબીના હુકમોના હંમેશા તાબે રહી તેની નાફરમાની કરતા નથી, અને દુશમનોના માટે એક વીફરેલા સીંહ સમાંન છીએ. અમારે તેમનુ કત્લ કરવું ઘણુંજ આસાન છે. તમો જુઠા અને દગો ફરેબ કરનારા છો. અમો હંમેશા સાચું બોલનાર છીએ, અને અમારામાંનો દરેક માણસ એક લશકર સમાન છે. શું તુ અમારી તલવારોને નથી જાણતો! માટે અમારી સુલેહ ફકત એજ ત્રણ શરતોથી થઇ શકે છે કે, તમો ઇસ્લામ લાવો અથવા જઝયો આપો, અથવા લડવા માટે તઇયાર થાવ. આથી જબલા બીન ગસ્સાન ધોએલા મોઢે બાહાન પાસે જઇને કહેવા લાગ્યો કે તે લોકો તો લડાઇ સીવાય બીજું કશું ચાહતા નથી. મેં તેમને કેટલીક રીતે ડરાવ્યા ધમકાવ્યા પણ તે તેની કંઇ પણ પરવા કરતા નથી. બાહાને કહ્યું કે, અય જબલા શું તું તેમના જેવો એક મર્દ નથી! જો કે તે પણ અરબ છે. અને તું પણ અરબ છે, તારા અને તેમનામાં કંઇ ફરક નથી. અને તારી એકલી ફવજ સાઠ

હઝારની છે, અને તે સર્વે મળી ત્રીસ હઝાર છે. શું તમો એ મળી એકનો મુકાબલો નહી કરી શકો ? જબલાએ આ ઉપરથી પોતાની સાઠ હઝાર ફવજને તઈયાર કરી કે, જેમાં અરબ સીવાય બીજો એક પણ માણસ નહી હતો. તે સર્વેને લઈ મેદાન તરફ કુચ કરી. અહીં મુસલમાનો સર્વે પોત પોતાના કામમાં લાગેલા હતા, કે સામેથી આ ફવજ દેખાવ દીધો મુસલમાનો સજ્જ થવા લાગ્યા કે, તરત હઝરત ખાલિદ (રદી૦) કેહવા લાગ્યા કે, જલદી નહી કરો સબ્રથી કામ લો અલ્લાહ રેહમત કરશે. હુ એક તદબીર કરનાર છું કે, જેનાથી તેમની દરેક કુવ્વત પડી ભાંગશે. હ૦ અબુ ઓબયદાએ પુછ્યું એ શું તદબીર છે ? આપે જવાબમાં ફરમાવ્યું કે દુશમનોએ આપણા મુકાબલામાં આપણા હમવતન અરબોને મોકલ્યા છે, અને તે ગણત્રામાં આપણાથી ડબલ છે માટે આપણે બધાએ તેમનાથી લડવું તે તો કંઈ નવાઈ જેવું લેખાશે નહી. માટે મારો વીચાર છે કે આપણામાંથી ચુનંદા કેટલાક લોકોને તેમની સામે લડાઈમાં મોકલવા, જેઓ તેમની સાથે લડી ફતેહ મેળવશે તો આપણો સીકકો તે સર્વે લોકો ઉપર એવો જામી જશે કે ફરી આપણો મુકાબલો કરવાની હીમ્મત કરશે નહી. હ૦ અબુ ઓબયદાએ ફરમાવ્યું કે અય ખાલીદ તમો તમારી મરજીમાં આવે તેમ કરો. ત્યારે હ૦ ખાલીદે કયસ બીન સઈદ, કઅબ અનસારી, મઆઝ બીન જબલ, જાબીર બીન અબ્દુલ્લાહ, અને અબુ અય્યુબ (રદી૦) ને બોલાવ્યા અને કહયું કે આ આવવાવાળા લશકરને સમજાવો. તે સહાબા તેમની તરફ ગયા અને જબલાથી મુલાકાત કરી જબલાએ કહયું કે તમોએ જે પેહલો માણસ મોકલ્યો હતો તે એવો સખત હતો કે જેણે બોલવામાં હદ ઓળંગી દીધી હતી. હ૦ જાબીરે કહ્યું કે અમારા ધર્મમાં નસીહત કરવી લાઝીમ છે. જે થયું તેનો વીચાર નહી કરો હવે અમો તમોને ઇસ્લામ સ્વીકાર માટે કહેવા આવ્યા છીએ, કારણ કે તમો અમારા હમવતન છો, માટે તમો અને અમો એક સાચા ધર્મમાં મળી જઈએ. જબલાએ ઇન્કાર કર્યો. જો મને મારા ભાઈ બંધોની સાથે લડવું પડે તો તેમ કરીશ, પણ હું મારા આ ધર્મથી ફરીશ નહી. ત્યારે સહાબાઓ તે સાંભળ્યા બાદ જવાબ આપ્યો કે અય જબલા તું અમારૂં કહેવું નથી માનતો, તો તું એનો બદલો તરતમાં જોઈ લેશે એટલું કહી આપ હ૦ ખાલિદ (રદી૦) પાસે આવી તે સર્વ હકીકત

કહી સંભળાવી. હ૦ ખાલિદ બોલ્યા કે કસમ છે મને કે જેની હું બંદગી કરૂં છું કે, જબલા બીન ગરસાન પણ એવા બહાદુરોને જોશે કે જે મરવુ અને મારવું તેમાંજ ખુદાની રઝામંદી સમજે છે. અય મુસલમાનો તેઓ સાઠ હઝાર છે, અને અમો તેત્રીસ હઝાર છીએ, પણ હું અમારામાંથી ત્રીસ એવા માણુસોને ચુંટીશ કે જેઓ તેમના બે બે હઝારથી એક એક લડશે. આ સાંભળી હ૦ અબુ સુફ્યાને બોલ્યા કે, હે ખાલીદ ! શું તમો દીલલગીથી કહો છો કે તેમ કરશો. આ સાંભળી હ૦ ખાલિદે કહ્યું કે, કસમ છે મને તે પાક ઝાતની કે જેની હું બંદગી કરૂં છું, મારો ઇરાદો તો એવોજ છે. હ૦ અબુ સુફ્યાને કહ્યું કે આ વાત તો કુરઆનથી વીરૂધ્ધ થશે કારણ કે તમો તમારા જીવ ઉપર જુલમ કરવાવાળા થશો ખુદાએ તો પોતાના બંદાઓ ઉપર નરમી કરવા માટે ફરમાવ્યું છે, અને તમો એક માણુસને બે હઝારના મુંકાબલામાં મોકલો છો, શું તે કોઇ માની શકશે હ૦ ખાલીદે કહ્યું, અય અબુ સુફયાન તમો જાહેલીયતમાં (કુફ્રની હાલતમમાં) તો ઘણા કડક હતા ને ઇસ્લામમાં આવી આવી નરમાઇ કેમ જણાવો છો. આ સાંભળી અબુ સુફ્યાન બોલ્યા કે વાત તો ખરી છે, અને હુ જે વીરૂધ્ધતાઇ કરી હતી તે મહેરબાનીની રૂએ ! નહી કે દુશમનાવટથી. અય ખાલીદ જો આપની એવીજ મરજી હોય તો ત્રીસના બદલે સાઠ લઇ લો, કે તેમના એક એક હઝારના સાથે એક માણુસ લડે. અમીનુંલ ઉમ્મત હ૦ અબુ ઓબયદાએ કહ્યું કે અય અબુ સુલેમાન (હ૦ ખાલિદનો લકબ) મારી પણ એજ મંશા છે કે સાઠ માણુસો લઇ લો. ખાલીદ (રદી૦) એ ફરમાવ્યું કે આજે જો અમારા સાઠ માણુસો સાઠ હઝાર ઉપર ફતેહ મેળવશે તો કાલે અમને કંઇ પણ મુશકેલ નડશે નહી, ને દુશમનો ઉપર અમારો એવો સીકકો જામશે કે ફરી હીમ્મતથી લડી શકશે નહી. પછી હ૦ ખાલિદે લશકરમાંના ચુનન્દા માણુસોના નામ લઇ પેકારી પોકારી કુલ્લે ઓગનસાઠ માણુસોને ભેગાં કર્યાં. જેમાં ઝુબયર બીન અવામ, ફઝલ બીન અબ્બાસ, હાશિમ બીન સઇદ, કઅકા બીન અમર તમીમી, શોરહબીલ બીન હસના, ખાલિદ બીન સઇદ, ઉમર બીન અબદુલ્લાહ, સફવાન બીન ફઝલ, સફવાન બીન અમીર, સોહેલ બીન ઉમર, રબીઆ બીન આમીર, ઝરાર બીન અઝવર, રાફે બીન અમર, અદદી બીન હાતીમ, યઝીદ બીન ખયલ, હઝીફા બીન

યમાન, કયસ બીન યમાન, કયસ બીન સઇદ, કાબ બીન માલીક, સોવયદ બીન અમર, અબાદા બીન સામિત, જાબીર બીન અબદુલ્લાહ, અબુ અય્યુબ અનસારી, અબદુર્રહમાન બીન અબીબકર, અબદુલ્લાહ બીન ઉમર, યઝીદ બીન ખત્તાબ અને હાતીમ અમર વીગેરે હતા. હાતીમ બીન અમરને સર્વથી પાછળ પોકારવાથી આપ ગુસ્સે થઇ હ૦ ખાલીદને કહેવા લાગ્યા કે તમો હંમેશા બની આમીરથી ભલાઇ રાખતા નથી કારણ કે જેને પાછળથી બોલાવો જોઇએ તેને પેહલા બોલાવો છો. હ૦ અમીરૂલ મો'મેનીન ઉમર બીન ખત્તાબ (રદી૦) એ જે તમારી બરતરફી માટે પગલા ભર્યા છે તે વ્યાજબીજ છે, કારણ કે તમો પોતાને મગરૂર સમજો છો, અને બીજાને કમઝોર, હે ખાલીદ! જો મારા દીલમાં ખવફે ખુદા નહોતે તો આજે મારા ઘોડાની બાગ (લગામ) તમારા ઘોડા સાથે મેળવી હુમલો કરતે, અને મુસલમાનો જોઇ લેતા કે આપણા બન્નેના વચમાં કોણ બહાદુર છે. આ સાંભળી હ૦ ખાલીદે કહ્યુ કે તમારા જેવાઓને આજે એતેરાઝ કરવાનુ હાથ લાગ્યું. પરંતુ અય હાતીમ! તમારી આ વાત મારા માટે ખુદાની આઝમાઇશ છે. હું અલ્લાહથી એજ ચાહું છું કે મને સબ્ર કરવાવાળો અને જાહેલીયતના ગુસ્સાથી દુર રેહવાની હીમ્મત આપે. અય હાતીમ! જો તમો તમારા પગ ખાલીદના રૂખસારો (ગાલો) ઉપર મુકો તો તેને ગુસ્સામાં જોશો નહી. આ સાંભળી દરેક મુસલમાને ખાલિદની તારીફ કરી. અમીનુંલ ઉમ્મત હ૦ અબુ ઓબયદહ રોયા અને કહ્યું કે અય અબુ સુલેમાન! અલ્લાહની શુક્ર ગુજારી અને તેના રસુલ અકરમ (સલ૦) ની ફરમાબરદારીમાં તમો નઝીર (દાખલો) રાખતા નથી. અને ખુદ ઉભા થઇ હાતીમનો હાથ પકડી હ૦ ખાલીદના હાથમાં આપ્યો. આ જોઇ હાતીમ રોયા અને મુસાફો કરી બન્ને ઇસ્લામી ભાઇઓ એક થઇ ગયા. હ૦ ખાલિદે મશવેરો કરી દરેકને લડાયક સામાનથી તઇયાર થવા ફરમાવ્યું. આ આખી રાત નમાઝ અને દુઆમાં પુરી કરી.

## સાઠ હઝારની સામે સાઠ મુસલમાનોની ફતેહ.

સવારની સફેદીના ઝાહેર થતાંજ મુસલમાનોને સવારની નમાઝ ઇમામુલ ઉમ્મત હ૦ અબુ ઓબયદાએ પઢાવી. સર્વથી પહેલા હ૦ ખાલિદ (રદી૦) પોતાના એહલો અયાલથી જુદા થયા, અને મયદાનમાં આવી

ઉભા રહયા. પછી હ૦ અબુ ઓબયદહ અને તેમના સાથે ઝુબયર બીન અવામ અને તેમની બીવી અસમા બીનતે અબીબક્ર પણ હતા. હ૦ અસમા દુઆ કરતા જતા હતા, અને પોતાના ભાઇ અબદુર્ રહમાન બીન અબીબક્રને સંબોધીને કેહતા હતા કે, અય ભાઇ! તમે હઝરત રસુલુલ્લાહ (સલ૦) ની ફોઇના લડકા ઝુબયર બીન અવામથી લડાઇમાં જુદા થતા નહી. જેવી રીતે તે લડે તેવીજ રીતે તેમની સાથે રહી લડતા રહેજો. પછી દરેક પોત પોતાના દોસ્ત બીરાદરોથી જુદા થઇ હ૦ ખાલિદના સાથે મયદાનમાં આવી જબલા બીન ગસ્સાની સામે ડટી ગયા. અહીં જબલાએ પણ પોતાના બહાદુરોને સંબોધી તઇયાર કરી દીધા. હ૦ ખાલિદ (રદી૦) એ જોરથી અવાઝ દઇ કહયું, કે, અય સલીબ (ક્રોસ) ના પુંજારીઓ આવો મેદાનમાં અને મુકાબલો કરો અમારાથી. જબલાએ પોતાના લશકરમાંથી નીકળી કહયું કે કોણ મારા મુકાબલામાં આવે છે? હ૦ ખાલિદ બોલ્યા કે હું છુ આવ મેદાનમાં જબલાએ હ૦ ખાલિદ અને તેમની સાથે થોડાક માણસો જોઇ બોલ્યા કે અમો તો લડાઇની તઇયારી કરી લીધી છે. માટે હવે અમારાથી સુલહના માટે આશા રાખવી વ્યર્થ છે. આ સાંભળી હ૦ ખાલિદ બોલ્યા કે અય જબલા તું અમોને થોડા પ્રમાણ જાણી સમજતો હશે કે અમો લડાઇ માટે નથી આવ્યા. પરંતુ એ તારી ભુલ છે. કારણ કે અમારામાંનો એક એક આદમી તારા હજાર માણસને ભારી છે, અને અમારા પાછળ રહેલા બહાદુરો અમારાથી પણ વધારે લડાઇના ઉમ્મેદવાર છે. આ સાંભળતાંજ જબલાએ પોતાના લસકરને હુમલાનો હુકમ આપી દીધો આટલું કહેતાની સાથેજ એક ભયાનક સીન બની ગયો, બન્ને લશકરો મળી ગયા. અહીં એક બહાદુર એક હઝારની ટુંકડીમાં લડી રહયો હતો, અને પોતાના તકબીરના અવાઝથી જણાવી રહયા હતા કે અમો અહીં લડી રહયા છીએ. ઇસલામીઓના થોડાક માણસો હોવા છતાં પણ દુશમનોને હંફાવી રહયા હતા. જોવા-વાળા તો પોતાના દીલોમાં ફેસલો કરી લીધો હતો, કે આ સાઠ હઝારનું લશકર આ સાઠ માણસોને જીવતા છોડશે નહી, અને જો ખુદા નખવારતા (ખુદા ન કરે) સફોને તોડી પાડનાર પેહલવાન ખાલીદ (રદી૦) જો શહીદ થયા તો અરબોને અહીં ફતેહ થવું મુશકેલ થઇ પડશે. પરંતુ લોકો એ વાત ભુલી ગયા હશે કે ફીરઅવનના હઝારો અજગર (મોટાં સાંપ) હ૦ મુસાના એક અસા

(લાકડી) થી નાબુદ થઇ જતા હતા. હ૦ અબાદા બીન સામિત ફરમાવે છે કે, લડાઇ વખતે હું જોયું કે હ૦ ખાલીદ, ઝુબેર, અબદુરંહમાન, ફઝલ, અને અબદુલ્લાહ બીન ઉમર (રદી૦) એક સાથે પોતાના ખભાથી ખભા મેળવી એકમેકને બચાવતા હતા, અને હ૦ ખાલીદ જોર જોરથી કહી રહયા હતા કે, અયં રસુલુલ્લાહના સહાબો ! અય અલ્લાહના અનસારો ! અને અય ખુદાના દીદારના ઉમ્મીદવારો ! તમારા માટે આજ દીવસ કયામતનો છે, અને આજે ખાલિદની તે આરઝુ (શહાદતની) પુરી થશે કે, જે તેના દીલમાં પહેલાથી ઉછળી રહી હતી. આ જોશીલા ઉદગારો સાંભળી ઇસલામી યોદ્ધાઓં પોતાનું જવહર દેખાડતા હતા, અને દુશમનને પોતાના ભાઇ ઉપર દુશમનના થતા વારોને પોતા ઉપર ઝીલી લેવાને હરદમ તઇયાર રહેતા હતા. આ સમયે મુસલીમો હથેલીમાં માથુ લઇ દુશમનોમાં એવી રીતે ઝઝુમતા કે, જે તરફ પહોંચતાં દુશમનોને બકરાની જેમ કાપી ઢેર કરી નાખતાં હતા.

બઢે જોર બાઝુ દિખાતે હુએ, પરે દુશમનો કે હટાતે હુએ,
ઇધર આ પડે ગહે ઉધર જા પડે, કિયા હશ્ર બરપા જિધર જા પડે.

આ અલ્લાહના શેર એવીજ રીતે માર ધાડમાં હતા કે દીવસ પુરો થવા આવ્યો હતો, કે ઇમામુલ ઉમ્મત હ૦ અબુ ઓબયદહ પોતાના ભાઇઓને દુશમનોના ટોળાંમાં ઘેરાએલા જોઇ બોલી ઉઠયા કે અય ! મુસલમાનો આપણા ભાઇઓ ખુનમાં ન્હાય અને આપણ જોતા ઉભા રહીએ ! માટે આગળ વધો અને પોતાના ભાઇઓની ખબર લો. આ સાંભળી અબુ સુફયાન બોલી ઉઠયા કે, આપ સબર કરો, અલ્લાહ તઆલા પોતાના સાચા બંદાઓને મદદ કરશે. અને આપ જોઇ લેશો કે કેવી સરસ ફતેહ થાય છે. આવી વાતોથી આપનું દીલ ઠંડુ થતું નહી, આંખોમાંથી આંસુ વેહતા, અને ઝબાન ઉપર અફસોસના અવાઝ ચાલુ હતા, રગોમાં ઇસલામી ખુન ઉભરાઇ રહયું હતું. આપ આજ હાલતમાં ઉભા હતા કે, વિજય દેવીએ આવી આપના પગોને ચુમી મુબારકબાદ સંભળાવી, જબલાનુ લશકર ભાગતું નજરે પડયું. હ૦ ખાલીદ પોતાના સાથીઓને એક તરફ ભેગા કરવા માંડયા ત્યારે ફકત વીસ માણસો જોવામાં આવ્યા અને ચાલીસનો પતો નહી હતો. આ જોઇ ખાલીદ પોતાના મોઢાં ઉપર

તમાચા મારતા હતા ને કેહતા હતા કે હે! વલીદના બેટા તુ એ મુસલમાનોને બરબાદ કર્યા, ખુદાને શું જવાબ આપશે. આ જોઇ હ૦ અબુ ઓબયદહ એ પુછ્યું શું છે? ખાલીદે કહ્યું કે અય સરદાર ચાલીસ જવાનોનો પતો નથી લાગતો. આ સાંભળી હ૦ અબુ ઓબયદહ એ (ઇ. લી. વ. ઇ. રા.) પઢયું. સહાબા બીન એહવસે કહ્યું કે આપ મશાલો મંગાવી લડાઇના મેદાનમાં તલાશ કરાવો. ત્યારે મશાલો મંગાવવામાં આવી, અને તલાશ કરતાં પાંચ હઝાર દુશમનો મરેલા જોવામાં આવ્યા, અને દસ શહીદ મુસલમાનોની લાશો નઝરે પડી. હવે ત્રીસ મુસલમાનોની ખોળ રહી. આપે ફરમાવ્યું કે કોણ પોતાના ભાઇઓની ખબર કાઢવા જવાને તઇયાર છે. એટલું સાંભળતાંજ હ૦ ખાલિદ બોલી ઉઠયા કે અય સરદાર હું હાઝર છું. હ૦ ખાલિદ અને થોડાક મુંસલમાન એક તરફ રવાના થયા, અને થોડીક દુર ગયા હશે કે સાંબેથી તકબીરના અવાઝો સાંભળયા, અને એક ટોળાને આવતું જોયું, જેમાં ઝુબેર, ફઝલ, અને મરકાન આગળ આગળ હતા. જયારે આ બધા ભેળા મળ્યા ત્યારે ફઝલ બીન અબ્બાસે કહ્યું કે જયારે અલ્લાએ અમોને જીત આપી, તે વેળા અમારા કેટલાક ભાઇઓ કેદ થઇ ગએલા જોઇ અમોએ તેમને છોડવવાને દુશમનોનો પીછો પકડયો પણ અમો તેમાં ફાવ્યા નહી. કદાચ તેમને શહીદ કરવામાં આવ્યા હોય. હ૦ ખાલીદે કહ્યું કે તેમ નથી થયું તેઓ કેદજ થયલા છે, લાશોના ટોળામાં તેઓનો પતો મળતો નથી. બધા મળી કુલ્લે પીસતાલીસ આદમી થયા. દસ શહીદ અને પાંચ કેદ થયા. આ ટોળાના સહીસલામત આવવા ઉપર હ૦ અબુ ઓબયદહ ઘણા ખુશ થયા, અને પોતાના ઘોડાની ઝીન ઉપર સીજદએ શુક્ર અદા કર્યો. હ૦ ખાલીદ પોતાના કેદ પકડાયેલા ભાઇઓને છોડાવાની ઝીમ્મેદારી પોતે લઇ બોલ્યા કે ખાલીદે શહાદતની જે આરઝુ પોતાના દીલમાં રાખી હતી તે પુરી નહી થઇ. હવે દુશમનોનું નાઠેલું લશકર પોતાના તંબુઓ ઉપર પહોંચ્યું કે, બાહાને તરત જબલાને બોલાવી લડાઇની હકીકત પુછી, ત્યારે જબલાએ કહ્યું કે, અય બાદશાહ જો કે અમો લડાઇમાં જીત મેળવી હતી. પણ દીવસ પુરો થતાં કોઇએ એવો અવાઝ કર્યો કે જેની હયબત (બીક) ના લીધે અમારૂં લશકર વીખરાવા લાગ્યું, અને ઘણા જવાન મારા ગયા. બલ્કે મુસલમાનોને ખુદાની મદદ

છે, નહી તો અમારી સાઠ હઝારની સામે ફક્ત સાઠ માણસોની શું ગણત્રી! બાહાને કહયું કે હું તમોને સુલેહ કરવા માટે મોકલું છું તો સુલેહ થતી નથી, અને લડાઇ માટે હુકમ આપું છું તો હાર ખાવ છો, બાહાન બોલ્યો કે, કસમ છે મને મસીહ (હ૦ ઇસા) અને સલીબ (ક્રોસ) ની હવે હું તેઓ ઉપર મારા સર્વે લશકર સહીત હુમલો કરીશ. એજ વિચારોમાં તેણે આખી રાત પુરી કરી. અહીં મુસલમાનો કાલની આવતી લડાઇ માટે તય્યાર થઇ બેઠા હતા. ઉપલી લડાઇની સર્વે હકીકત એક કાગળથી હ૦ અમીરૂલ મો'અમેનીન હ૦ ઉમર ફારૂક (રદી૦) ની સેવામાં મોકલવામાં આવી. જેમાં જણાવવામાં આવ્યું હતું કે અહીં સર્વે ઇસાઇ ભેળા મળી અમારા મુકાબલામાં આઠ લાખ લશકર ભેગું કર્યું છે જેમાંથી પહેલા સાઠ હઝાર ઇસાઇ અરબોને અમારા મુકાબલામાં મોકલવામાં આવ્યા તેનો જવાબ આપણી તરફથી સાઠ બહાદુરે એ આપ્યો, જેમાં ખુદાએ અમોને ફતેહ આપી છે. જેમાં આપણા દસ સીપાહી શહીદ થયા અને પાંચ કેદ પકડાયા છે. અમો દુશમનોના મુકાબલા માટે તઇયાર બેઠા છીએ. પરંતુ અમીરૂલ મો'અમેનીન અમારી હાલતથી બેપરવાઇ ન કરતાં ઇસલામી બહાદુરોથી મદદ કરે અને ખુદાની દરબારમાં અમારી ફતેહ માટે દુઆ કરે.

## હ૦ ખાલીદનું બાહાનના દરબારમાં જવું અને ઇસલામી કેદીઓનું છુટું થવું.

જબલા બીન ગસ્સાન જ્યારે હાર ખાઇ આ પાંચ કેદીઓ જેઓ દીવસે રોઝા અને રાત્રે ઇબાદત કરતા હોવાથી શરીરે દુબળા અને પીળા પડી ગયેલા હોવાથી બાહાનની નઝરોમાં આવ્યા નહી, તેથી તેણે સવાલ કર્યો કે આ લોક કોણ છે? જબલાએ જવાબ આપતાં કહ્યુ કે આજ છે! ઇસલામના બાઝુ અને અરબના લશકરના બહાદુર યોધ્ધા, કે જેઓ કુલ્લે મળી સાઠ હતા. તેમાંના કેટલાકોને અમોએ કતલ કરી દીધા, અને આ પાંચ કેદ કરી લીધા છે. હવે ફક્ત અરબનો બહાદુર સીંહ ખાલીદ એકજ બાકી છે, જે પોતાની કુશળતા અને શમશીરથી ભલભલા લશકરોને નીચુ જોવડાવે છે. જેના લીધે આખો ઇરાક, શામ ફતેહ થયો. અજનાદયનની ફવજોને ન્હસાડી. તવમાંના બહાદુરોને ભગાવી નેરતો નાબુદ કરી નાંખ્યા.

તેણેજ બાદશાહની બેટીને કેદ કરી હતી. બાહાન આ વાતો સાંભળી વીચારવા લાગ્યો કે, ખાલીદને કેવી પણ રીતે જાળમાં ફસાવી તેને કત્લ કરી નાંખવાથી આ બધો ઝગડો પટી જશે. જરજા નામી એક હોશીયાર હકીમને બોલાવી કહ્યું કે, કેવી પણ રીતે ખાલિદને સફીર તરીકે બોલાવી લાવ, જરજા મુસલમાનોના લશકરમાં ગયો અને હ૦ અબુ ઓબયદહ (રદી૦) ને કહ્યું કે તમારામાંથી એક હોશયાર માણસને મોકલો, કદાચ આ લડાઇ બંધ થઇ સુલેહ થઇ જાય. આ સાંભળી હ૦ ખાલીદ બોલી ઉઠયા કે અય સરદાર! મને મોકલો. હ૦ અબુ ઓબયદહએ કહ્યું કે જાઓ! પણ તમારી સાથે સો માણુસો લેતા જાઓ. હ૦ ખાલીદે કહ્યું કે કંઇ જરૂર જેવું નથી છતાં આપની મરજી હોય તો લઇ જાઉં છું એમ કહી આપે સો માણુસોને લશકરે ઇસ્લામમાંથી ચુની લીધા, અને આપ પોતાની સાથે એક ઘણોજ ખુબસુરત લાલ રંગનો ખીમો (તંબુ) જે તાઇફ (એક શહેર છે) ના ચામડાનો બનેલો હતો, જેમાં બે સોનાના ચાંદ લાગેલા હતા, જેને આપે ત્રણુસો દીનારમાં ખરીદેલો હતો, તે આપે પોતાના સાથે લઈ લીધો. આ ટોળું રવાના થયું, અને અહીં અબુ ઓબયદહની આંખોથી આંસુ વેહવા લાગ્યા અને મનમાં વિચાર્યું કે જો કદાચ આ ઇસ્લામના ફીદાઇઓ કોઇ આફતમાં આવી જઇ બરબાદ થાશે, તો કાલે ખુદાની આગળ મારો શો બચાવ થશે. આ ટોળું જ્યારે રૂમીયોના લશકર આગળ પહોંચ્યું તો જબલાએ સામે આવીને પુછયું કે તમે કોણ છો? જરજાએ સર્વે હકીકત કહી ત્યારે તેણે કહ્યું કે થોભો હું રજા લઇ આવું. જલબાએ પાછા આવી કહ્યું કે ફકત ખાલિદ એકલા અંદર આવે ને બીજા બધા બાહેર ઉભા રહે. ખાલિદે કહ્યું કે હું મારા સાથીઓ વીના આવી શકતો નથી. કારણ કે હું દરેક કામ તેમની સલાહથી કરૂં છું. જ્યારે બાહાને આ વાત સાંભળી તો કહેવરાવ્યું કે, ભલે બધા આવો પણ દરવાઝા આગળ આવી ઘોડાઓ ઉપરથી ઉતરી જજો. અને સર્વે હથયાર મુકી દઇ સફીરો (પ્રતિનીધી) ના રીવાજ પ્રમાણે ખાલી હાથે આવવું. આ ઇસ્લામ ઘેલા વીરલાઓ જ્યારે શાહે રૂમના દરબારના દરવાજા આગળ ગયા તો જબલા બોલ્યો કે અય અરબ! આ શાહી દરબાર છે, માટે ઘોડાથી ઉતરો, અને હથયાર ખોલી દઇ અંદર જાવ. આ સાંભળી હ૦ ખાલીદ બોલી ઉઠયા કે, અમો ઘોડાથી તો ઉતરશું પણ અમારા હથયારો છોડીશું નહી. કારણ કે તે

તો અમારા જીવના સાથે છે, અને તલવાર અમારી ઇઝઝત છે. માટે તેને અમો જુદા કરીશું નહી. જાવ તમારા બાદશાહને કહી દો ! બાહાન મજબુરીએ રાજી થઇ કહેવરાવ્યું કે તેઓ જેમ આવવા ચાહે તેમ આવવા દો. હ૦ ખાલીદ પોતાના સાથીઓને લઇ ઘણીજ બેપરવાઇની સાથે બાહાનના દરબારમાં દાખીલ થયા કે, જ્યાં રેશમી ઝરીથી ભરેલા ગાલીચા બીછાવી તેના ઉપર શોભે એવીજ કુરસીયો મુકવામાં આવી હતી. આ બધો ઠાઠ જોઇ મુંસલમાનોએ ખુદાની તારીફ કરી ને તકબીરો કેહવા લાગ્યા, અને જે કુરસીઓ તેમના બેસવા માટે મુકવામાં આવી હતી તેને ખસેડી દઇ ગાલીચો હટાવી જમીન ઉપર બેસી ગયા. આ જોઇ બાહાન બોલ્યો કે અમો તમારી ઇઝઝત કરીએ છીએ ને તમો તેને વખોડી કાઢો છો. હ૦ ખાલીદ બોલ્યા ને ખુદાના બંદાઓ માટે કંઇ પણ બનાવ શંગારની જરૂર નથી. અમારા નબીએ પણ કોઇ વખત અયશ આરામ કર્યો નથી અને અમોને પણ તેમ કરવાને ફરમાવ્યું છે. આજે આ બન્નેના વચ્ચે ટ્રાન્સલેટરની જરૂર નહી હતી કારણ કે બાહાન અરબી સારી રીતે જાણતો હતો. બાહાન બોલ્યો કે મને નથી ગમતું કે બોલવામાં હું પહેલ કરૂં. હ૦ ખાલીદે કહ્યું ખુશીની સાથે બોલો જે પુછશો તેનો ઉત્તર પુરેપુરો આપવામાં આવશે. બાહાન પોતાના ભાષણમાં ખુદાની તારીફ બાદ હ૦ મસીહ (હ૦ ઇસા. અલે૦) ની તારીફ કરી પોતાના બાદશાહને સર્વે ઇન્સાનો કરતાં સરેષ્ઠ જણાવતો બોલ્યો, કે તે સર્વેથી મોટો અને કેટલાક મુંલકોનો ખુદ મુખતાર બાદશાહ છે. આટલું બોલવાના સાથેજ હ૦ ખાલીદ બોલી ઉઠયા, કે તમો ભલે કહો ! પણ અમો તો સીવાય ખુદાની ઝાતના બીજા કોઇને સર્વેથી મોટો સમજતા નથી. તેના પેગમ્બરો પણ અમારા જેવાજ ઇન્સાન છે. વળી જો અમારા સરદારમાં બાદશાહીનો ખ્યાલ એક પળવારના માટે પણ આવી જાય તો અમો તેને તરત બરતરફ કરી દઇએ. આ સાંભળી બાહાન દંગ થઇ ગયો, ને થોડીવાર ચુપ રહી પોતાનુ ભાષણ આગળ ચલાવતા બોલ્યો કે, તમો આગલા વખતમાં અમારા દેશમાં આવતા હતા ને વેપાર કરી જઇ માલદાર થતા હતા. તે વખતે અમો તમોને કોઇ તરહની તકલીફ આપતા નહી, અને મહેરબાની રૂપે તમારી સાથે વરતાવ કરતા હતા. આજે તેથી વીરૂધ તમો અમારા દેશ ઉપર ચઢી આવ્યા છો, ને ચાહો છો કે અમોને અમારા

દેશમાંથી કાઢી મુકો. તે વીચારો તમો ભુલી જાવ, અને તેને એક સ્વપ્નુ સમજી લોં, કારણ કે તમારા અગાઉ આ અમારા દેશ ઉપર કેટલાક બાદશાહો પોતે સુસજ્જ લશકર સહીત ચઢી આવતા હતા, અને છેવટે અમારી બહાદુરીના કારણે તેમની હાર થતી. શું તે તમો નથી જાણતા? અમો તમોને દરગુજર કરીએ છીએ અને એટલુંજ નહી પણ આજ સુધી તમો જેટલો દેશ જીત્યો છે તે પણ તમારા કબજામાં રહેવા દઇએ છીએ. તદુપરાંત તમોને ઇનામ તરીકે તમારા ખલીફાને દસ હઝાર દીનાર સીપેહસાલારને એક હઝાર અને દરેક સીપાહીને એક એકસો દીનાર આપવામાં આવશે, તે એવી શરતે કે પછી કોઇ વખત તમારે આ તરફ લડાઇનો વીચાર કરવો નહી. જો તે કબુલ નહી કરશો તો યાદ રાખજો કે અમારૂ આટલું મોટું લશકર તમારા આ મુઠ્ઠીભર માણસોને જીવતા જવા દેશે નહી, અને અહીં તમારૂં રેહવું પણ મુશકેલ થઇ પડશે. બાહાન પોતાના ભાષણમાં અરબોને ડરાવતો ફુસલાવતો હતો, અને ઇસ્લામીઓ તેના આ રંગને ચુપકીદી સાથે સાંભળતા રહયા.

હ૦ ખાલીદે ફરમાવ્યું કે બાદશાહે જે કહ્યું તે ખરૂં છે. હવે અમારો જવાબ પણ સાંભળો. હ૦ ખાલીદ ખુદાની તારીફમાં ફરમાવ્યું કે જે કંઇ તારીફના લાયક છે તે ફકત ખુદાનીજ જાત છે, કે જેના સીવાય બીજા કોઇની ઇબાદત થતી નથી બાહાને આ સાંભળી આસમાન તરફ હાથ ઉંચો કરીને કહ્યું કે અય અરબના બીરાદર સત્ય છે. પછી હ૦ ખાલીદે કહ્યું કે હું સાક્ષી દઉં છું કે હ૦ રસુલે કરીમ (સલ૦) ખુદાના બંદા અને તેના સાચા પયગમ્બર છે. ત્યારે બાહાને જણાવ્યું કે ખુદા ગવાહ છે કે, તે હું નથી જાણતો! કે તે ખુદાના રસુલ હતા! યા! નહી. ખાલીદે કહ્યું કે માણસની ઝીંદગીનો તેજ વખત ભલો છે કે, જેમાં ખુદા ની ઇબાદત થતી રહે. બાહાને જણાવ્યું કે આપ (ખાલીદ રદી૦) બાહોશ અને સમજદાર પણ છો. આ સાંભળી ખાલીદે ફરમાવ્યું કે જો મને અકલ (સમજ) આપવામાં આવી હોય તો તે ખુદાનીજ મહેરબાની છે, અને અમારા પયગમ્બરે ફરમાવેલું છે કે, અકલના સીવાય બીજી કોઇ પણ વસ્તુ વધારે પ્રેમને લાયક નથી કારણ કે જયારે ખુદાએ તેને પેદા કરી, ત્યારે ફરમાવ્યું કે, પાછળ હટ! ત્યારે તે પાછળ હટી, અને જયારે આગળ આવવાનું જણાયું ત્યારે આગળ આવી આ જોઇ ખુદાએ

તેના માટે ફરમાવ્યું કે મેં તારા જેવી બીજી કોઇ પણ ચીઝને ઉત્તમ પેદા નથી કરી. માટે તારી સમ્મતીથી મારી ઇબાદત કરવામાં આવશે તો તેજ જન્નતનું એક મહાન સાધન થઇ પડશે.

બાહાન—જો તમોને તે અક્કલ આપવામાં આવી છે, તો આ માણુસોને તમારા સાથે કેમ લાવ્યા છો?

ખાલીદ—સલાહ માટે.

બાહાન—તમારા જેવા દાનીશમંદ માણુસને સલાહની શું જરૂર છે?

હ૦ ખાલીદ—અમારા પયગમ્બરે મશવેરો કરવાનો હુકમ આપ્યો છે. જો કે અમારા પયગમ્બર દુન્યાના સર્વ માણુસોથી સમજદાર હતા, અને તેમના ઉપર વહી (ઇશ્વરી વાણી) ઉતરતી હતી, છતાં પણ ખુદાએ તેમને ફરમાવ્યુ કે "વશાવિરહુમ ફિલ અમ્ર અર્થાત-મશવેરો કરો દરેક કામમાં.

બાહાન—તમારા લશકરમાં તમારા જેવા કેટલા માણુસો છે?

હ૦ ખાલીદ—એક હજારથી વધારે.

બાહાન—અમો તો એજ જાણુતા હતા કે, તમારામાં અક્કલમંદ અને હુશયાર માણુસો નથી! એક જંગલી જેવાજ સમજતા હતા!!

હ૦ ખાલીદ—હા! એમજ હતું. પરંતુ જયારે અમારા ઉપર ખુદાની મહેરબાની થઇ ત્યારે અમારામાંથીજ એક પયગમ્બર અમને હીદાયત માટે મોકલવામાં આવ્યો. કે જેની બરકતથી અમારા દીલ અને દીમાગ અજવાળામાં આવી ગયા, અને આજે અમો તેનાજ લીધે એક ખરા ઇન્સાનના પાત્ર લેખાઇએ છીએ.

બાહાન—હે અરબી બીરાદર! તારા આ ભાષણુથી મારૂં દીલ એજ કહે છે કે તમો અને અમો એક ભાઇ થઇ જઇએ.

હ૦ ખાલીદ—આ તો અમારો ખાસ હેતુજ છે.

બાહાન—તે કેમ કરીને થઇ શકે છે?

હ૦ ખાલીદ—કહો કે, "લાઇલાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહ."

બાહાન—હું તો મારો ધર્મ નહી છોડીશ.

ખાલીદ—ત્યારે તો તમો અમારા ભાઇ પણ થઇ શકતા નથી.

બાહાન—તમારા અને અમારા વચ્ચે સુલેહ થઇ જાય અને તમો અમો ગુસ્સાને થુકી દઇ સમજદારીથી વીચાર કરીએ. શું મારા બતાવેલા ઉપલા હેતુથી સુલેહ થશે ?

હ૦ ખાલીદ—ખચીત તમો માલદાર છો. અરબો ઉપર તમો બતાવેલી મહેરબાનીઓ પણ ખોટી નથી. અમો ગરીબ પણ જાહીલ હતા, અમારામાં નતો ઇલ્મ કે, હુનર હતું. અમો અમારા હાથેથી બુતો (મુર્તી) બનાવી તેનીજ પ્રાર્થના કરતા હતા, જે નતો સાંભળી શકે, ન જોઇ શકે. પરંતુ આજે અમો તે નથી, ખુદાએ અમારા ઉપર મહેરબાની કરી છે. અમારી સ્થિતીને ફેરવી દીધી છે, અને અમોને એક શ્રેષ્ઠ પ્રજાના મુકાબલામાં લાવી દીધા છે. અમોને ફરમાવવામાં આવ્યું છે કે જે પ્રજા ખુદાને ભુલી ગઇ હોય તેને સીધા રસ્તે આવવાનું આમંત્રણ આપો જો તે માને તો ઠીક! નહી તો જઝયો (રક્ષણ માટે લેવાતું ટેક્ષ) આપવાનું જણાવો અને જો તે પણ નહી માને તો તેમની સાથે લડો.

બાહાન—"લાઇલાહા ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહ" કહેવા પછી પણ કંઇ મારે કરવું પડશે ?

હ૦ ખાલીદ—નમાઝ, રોઝા, હજ, ઝકાત વીગેરે ઉપર અમલ કરવો. કાફીરોથી લડવું. સારી વાતોના માટે હુકમ આપવો. ખોટા કામો કરતાં બચવું ને લોકોને બચાવવા.

બાહાન—જે તમો ચહો તે કરો, અમો તો અમારો ધર્મ મુકશું નહી, જે થવાનું હશે તે થશે.

હ૦ ખાલીદ—ખચ્ચીત તમો અમારાથી વધારે લડાઇના ઉત્સાહી નથી, અને હું જોઇ રહયો છું કે તમોએ હાર ખાધી. તારા ગળામાં રસ્સી છે, અને કેદ પકડાઇ ખલીફાના દરબારમા હાજર થયો છે, પછી તારી ગરદન મારવામાં આવી. આ સાંભળતાંજ બાહાન ગુસ્સામાં આવી બોલી ઉઠયો કે, અય ખાલીદ! તમારા આવા બોલવાથી મારી મહેરબાનીઓ ગુસ્સામાં ફેરવાઇ ગઇ છે. કસમ છે મસીહની કે હું તમારા પાંચે કેદીઓને કત્લ કરી નાખીશ. હ૦ ખાલીદે કહ્યું કે મરવું તો તેમની જીંદગીનો ઉધ્ધાર છે, અને હું પણ એમાનોજ છું. પરંતુ યાદ રાખ! કે જો તેમના

વાળને પણ ઇજા પહોંચશે તો હું તને અહીંને અહીંજ કત્લ કરી નાખીશ. આટલું બોલતાની સાથે ખાલીદ ઉઠી ગયા, અને તેમના સાથી પણ ઉઠી તલવારો મ્યાનમાંથી બાહેર કાઢી લીધી. આ રંગ જોઇ બાહાન ગભરાયો, અને કહેવા લાગ્યો કે, અય ખાલીદ ! આટલા ઉતાવળા શા માટે થાઓ છો ? તમો તો એલચી છો, અને એલચી (પ્રતિનીધી) નું કત્લ કરવું બાદશાહોના કાયદા વીરૂધ છે. ફકત હું તો અજમાવતો હતો. માટે હવે જાવ અને કાલની લડાઇ માટે તઇયાર થાવ. આ સાંભળી મુસલમાનોએ તલવારો મ્યાનમાં કરી લીધી, અને કહ્યું કે તું અમારા કેદીઓ માટે શું કરવા માગે છે ? બાહાન બોલ્યો કે હું તેમને છોડી દઇશ, કારણ કે તમો એમ પણ નહી કહો કે અમારી શકિત પુરી નહી હતી. તે પછી આ પાંચે બુઝુર્ગ સહાબોને છોડી દેવામાં આવ્યા. આ જોઇ સર્વે મુસલમાનો ઘણા ખુશ થયા. બાહાને કહ્યું કે મારી તો એજ મરજી હતી કે સુલેહ થઇ જાય. મારી એક આશા છે જે પુરી કરશો. હ૦ ખાલીદે કહ્યું કે કહો જે હશે તે ઇ૦ અ૦ પુરી કરવામાં આવશે, માંગો ! બાહાને કહ્યું કે આ જે લાલ તંબુ તમારી પાસે છે, તે મને આપો અને તમારે જે ચીઝ જોઇએ તે તેના બદલામાં લો. આ સાંભળી હ૦ ખાલીદ ઘણી ખુશીની સાથે તે તંબુ તેને આપ્યો અને કહ્યું કે મને તારી કોઇ પણ ચીઝની ઝરૂર નથી. બાહાને કહ્યું કે બેશક તમો અલ્લાહવાલા લોક છો. બાદ બન્ને એક મેકનો આભાર માની હ૦ ખાલીદ પોતાના સાથી અને કેદ પકડાએલા સહાબો સાથે પોતાના લશકર તરફ કુચ કરી. રૂમીઓ તેમની સાથે તેમની સરહદ સુધી આવ્યા. ઇસ્લામીઓ જ્યારે પોતાના લશકરમાં હ૦ ઝર્રાર, હ૦ રાફેઅ, હ૦ રબીઅ, હ૦ આસિમ, અને હ૦ યઝીદ બીન અબી સુફયાનને સહીસલામત છુટી આવેલા જોઇ મુસલમાનો માટે એક ઇદ થઇ ગઇ શુકરાનાના સીજદા અદા કરવામાં આવ્યા, અને હ૦ અબુ ઓબયદહ (રદી૦) એ હ૦ ખાલીદ અને બાહાન વચ્ચે થએલી વાતચીત સાંભળી. પછી ખાલીદે કહ્યું કે અમારા કેદીઓને અમારી તલવારની બીકથીજ છોડવામાં આવ્યા છે, અને સુલેહનો કોઇ પણ રસ્તો નીકળ્યો નહી. હવે અમો છીએ અને તલવાર, મેં તેમનુ લશકર જોયું છે, તે ઘણું છે, પરંતુ તેમનામાં હિમ્મત, ઇત્તેફાક, કે ઉલટ જોવામાં આવતો નથી.

ફુતાહુલ ઇસલામ ઉર્દુ.

રહનાર થઇ, તો રૂમીઓ એવા જોશ અને સર સામાનની સાથે મયદાનમાં આવ્યા કે મુસલમાનોને પણ આશ્ચર્યતામાં ડુબાવી દીધા. ખાલીદ (રદી૦)એ આ જોઇને અરબના સામાન્ય કાનુનની વીરૂધ નવી રીતે લશકર ગોઠવ્યું. ફ્વજ, જે ત્રીસ પાંત્રીસ હજાર હતી, તેના છત્રીસ વીભાગ પાડયા અને આગળ પાછળ અતિશય કુશળતાથી હારબંધ ઉભા કર્યા. ફ્વજનો વચલો ભાગ અબુ ઓબયદા (રદી૦)ને સોંપ્યો. સીધી બાજુ અમર બીન આસ (રદી૦) અને શરહબીલ બીન હસના નીમાયા. ડાબી બાજુ યઝીદ બીન અબુ સુફીયાનની સરદારી આપવામાં આવી. તદુપરાંત દરેક હાર પર એક એક અફસર જે કુળ બળથી માહીતગાર અને બહાદુર યોધ્ધા હતા તેમને નીમવામાં આવ્યા. વિવેચકો જેઓ પોતાની છટાદાર વાકચાતુર્યતાથી લોકોમાં જોશ ઉત્પન્ન કરી દેતા હતા, આ સેવા ઉપર નીમવામાં આવ્યા કે તેઓ ગર્માગર્મ ભાષણોથી લશકરને ઉશકેરતા રહે. એમાં અબુ સુફ્યાન (રદી૦) પણ હતા, જેઓ ફ્વજોની રહામે, જોશીલા ભાષણથી તેમને હીમ્મત આપીને પાણી ચઢાવી રહ્યા હતા.

ફ્વજની સંખ્યા જો કે ઓછી હતી. એટલે ત્રીસ પાંત્રીસ હજાર કરતાં વધારે ન હતી; પરંતુ આખા અરબમાં માનપદ પ્રાપ્ત કરેલા જનોજ ફ્વજમાં હતા. તેઓમાંથી ખાસ કરીને તે બુઝુર્ગો-જેઓ રસુલુલ્લાહ (સ૦) ના જમાલે મુબારક જોયા હતા-એક હઝાર હતા. સો બુઝુર્ગ તે હતા, જેઓ જંગે બદરમાં રસુલે ખુદા (સલ૦)ની સાથે હતા. અરબના પ્રખ્યાત કબીલાઓમાંથી દસ હજાર કરતાંયે વધારે અઝુના કબીલાના હતા હુમયરની એક મોટી જમાઅત હતી. હમદાન. ખોલીન, જઝાન વીગેરે કબીલાના મશહુર સરદાર પણ હતા. આ લડાઇની એક આ પણ ખસુસીયત છે કે સ્ત્રીઓ પણ એમાં શરીક હતી અને તેઓ અતિશય બહાદુરીથી લઢી. અમીર મુઆવિયાની માતા હિન્દા અને તેમની બ્હેન જુવેરિયાએ પણ અંતિમ શૌર્યપુર્ણ લડાઇ કરી. મકદાદ-જેઓ ઘણા સુરીલા સાદવાળા હતા-ફ્વજ આગળ આગળ સુરએ અનફાલ-જેમાં જેહાદની પ્રેરણા છે-તિલાવત કરતા જતા હતા.

૯૦ ખાલીદ (રદી૦)એ લશકર સામે ઉભા થઇને ફરમાવ્યું હે ધર્મ રક્ષકો અને કવમ સુરધરો! હે પયગમ્બર (સલ૦)ના અન્સારો! હે ઇસલામના પ્રેમીઓ! હે ખુદાના સિંહો! તમને ખબર છે કે તમે તમારા

દેશથી ઘણા છેટે વગર આસરાના અહીં છો! તમારી સ્હામે કાફિરોની ફોજ છે, જે તમને સલામત જવા દેશે નહી. માટે ભાઇઓ એ લોકોની અસંખ્યાથી બ્હીશો નહી. ખુદાએ દરેક પ્રસંગે અમને ન્હાના પ્રમાણમાં હોવા છતાં ફતેહ અને વિજય-માળા અર્પી છે. જો લડશો તો, ખુદા ખુશી થશે. તેનો રસુલ (સલ૦) તમારી શફાઅત કરશે. જન્નતની હુરો તમારા પડખામાં હશે અને સદા બહાર બગીચો-જેમાં પાનખર કદી આવી શકશે નહી-તમને ઇન્આમમાં મળશે. જો ન્હાસશો તો વતનવાળાઓ મ્હોડું જોશે નહી. ખલીફએ ઇસ્લામ ધુતકારી કાઢશે. દુન્યામાં હાંસી થશે. માટે હે ખુદાના યોદ્ધાઓ! લડો અને દુશમનોને પરાજય કરી, દેખાડી દો, કે મુસલમાનો કેવા બહાદુર છે અને કેવા સત્ય ધર્મના અનુયાયી છે કે જેને કોઇ દેખીતી તાકત પરાજય કરી શકતી નથી. રસુલે ખુદા (સલ૦)ના ફરમાન યાદ કરો કે જન્નત તલવારના છાંયડા હેઠળ છે. માટે જહાદનો પુરે પુરો હક અદા કરો. આ ઉપર ચારે તરફથી **સમિઅના વ અતઅના** એટલે સાંભળ્યા પ્રમાણે વર્તીશું, ના સાદો બુલન્દ થયા. આ ઉપર હ૦ ખાલીદ (રદી૦)એ કહ્યું "**મંય-યુબાયિઉલ-મવતા**" એટલે કોણ મરવાની પ્રતિજ્ઞા કરે છે, સર્વ કરતાં પહેલાં ઝરાર બીન અઝવરે પ્રતિજ્ઞા કરી અને પછી તેમના હાથ ઉપર બીજા અસહાબોયે પણ બયઅત કરી.

અહિં રૂમીઓના જોશની આ સ્થિતિ હતી કે ત્રીસ હજાર માણસોએ પગોમાં બેડીઓ પહેરી લીધા કે હટવા અથવા ન્હાસવાને તકજ મળે નહી. લડાઇની શરૂઆત રૂમીઓ તરફથી થઇ. બે લાખનું ટિડ્ડી દળ એક સાથે વધ્યું. હઝારો બિશપ અને પાદરી હાથોમાં સલીબ લઇને આગળ ચાલી રહયા હતા અને હ૦ ઇસાની જય પોકારતા હતા. આ સરસામાન જોઇને એક શખ્સના મુખમાંથી નીકળી ગયું કે અલ્લાહો અકબર! કેટલી અગણીત ફવજ છે!! ખાલીદ (રદી૦) ગુસ્સે થઇને બોલી ઉઠયા ચુપ રહો. ખુદાના સમ. મારા ઘોડાના સુમ સારા હોત તો હું કહી દેતે કે ઇસાઇઓ બીજી એટલી વધુ ફવજ વધારી લે.

સારાંશ કે ઇસાઇયોએ ઘણા જોર શોરથી હુમલા કર્યા અને તીરોનો વરસાદ વરસાવતા રહ્યા. મુસલમાનો ઘણી વાર સુધી ટક્યા રહયા પરંતુ હુમલો એટલો ધસારાબંધ કરવામાં આવ્યો હતો કે મુસલમાનોની સાધી બાજુનુ લશકર પોતાની જગ્યાએથી હટી જઇને પાછળ થઇ ગયું. હટતાં

હતાં હરમના ખીમાઓ સુધી આવી પહોચ્યું તો, સ્ત્રીઓને આ જોઇને અંત્યત ક્રોધ ચઢયો. તેઓ ખીમા અને તંબુની ચોબો (ખુટો) ઉખાડી લઇને પુકારી ઉઠી કે નામર્દો! અહીં આવ્યા તો ખુંટોથી તમારૂ માથું ભાંગી નાંખીશું. ખોલા રદીયલ્લાહુ તઆલા અન્હાએ પણ તે લોકોને ગયરત આપવાને અશઆર ઉચ્ચારવા લાગ્યાં.

હ૦ ખાલીદ (રદી૦)એ પોતાની ફવજને પાછળજ લગાડી રાખી હતી તેઓ એકાએક સફ ચીરીને નીકળ્યા અને ઝોરથી હુમલો કર્યો કે રૂમીઓની સફોની સફોનો સફાયો કરી દીધો. ઇકરમાયે, જે અબુ જહલના પુત્ર હતા અને ઇસ્લામ સ્વીકારવાની અગાઉ, કુફ્ફારોની સાથે રહીને, લડયા હતા ઘોડાને આગળ વધાર્યો અને બોલ્યા: ઇસાઇયો! હું કોઇ ઝમાનામાં કુફ્રની સ્થિતિમાં ખુદ રસુલે ખુદા (સલ૦)ની સાથે લડી ચુકયો છું. શું આજે તમારા મુકાબલામાં મારા પગો પાછળ પડી શકે છે! એટલું બોલીને, ફવજની તરફ જોયું અને બોલ્યા, મરવા માટે કોણ બયઅત કરે છે? ચારસો શખ્સોએ જેમાં ઝર્રાર બીન અઝવર પણ હતા મરવા ઉપર બયઅત કરી અને એવી મકકમતાથી લડયા કે લગભગ બધાના બધા ત્યાં કપાઇને રહી ગયા. ઇકરમાની લાશ ત્યાંજ લાશોમાં મળી. કંઇ કંઇ દમ બાકી હતો. ખાલીદ (રદી૦)એ પોતાની જાંગ ઉપર તેમનુ માથુ મુકયું, અને ગળામાં પાણી ટપકાવીને બોલ્યા: ખુદાના સમ! હ૦ ઉમર (રદી૦)નુ ધારવુ ખોટું હતું કે અમે શહીદ થઇને મરીશું નહી.

સારાંશ કે ઇકરમા અને તેમના સાથીઓ પોતે તો શહીદ થઇ ગયા પરંતુ રૂમીઓના હઝારો માણસો બરબાદ કરી ગયા. ખાલીદ (રદી૦)ના હુમલાઓએ પણ તેમની બાકી સાકી તાકતને ખત્મ કરી દીધી અહીં સુધી કે રૂમીઓને ન છુટકે પાછળ હઠવુંજ પડયું અને ખાલીદ (રદી૦) તેમને દબાવતાં દબાવતાં સિપહસાંલાર દરન્જાર સુધી પહોંચી ગયા—રૂમી અફસરોએ આંખો ઉપર રૂમાલ નાખી દીધા કે જો આ આંખો ફતહની શિકલ જોઇ શકતી નથી તો, હારની પણ શિકલ જોવા પામે નહી.

લડાઇના બન્ને પાસા હમણા સુધી બરાબર હતાં બલ્કે રૂમીઓનુ પાસુ કંઇક ભારે હતું. એકાએક કયસ બીન હુબયરહએ જેમને ખાલીદ (રદી૦)એ ફવજનો એક ભાગ આપીને ડાબી બાજુની પછવાડે નીમ્યા

હતા–પાછળથી આગળ વધ્યા અને એવી રીતે જોશભેર હુમલો કર્યો કે રૂમી સરદારોએ સંભાળવાનુ ઘણુ કર્યું પરંતુ, ફવજ છિન્ન વિછિન્ન થયા વીના ન રહી. બધી સફો તુટી ગઇ અને ગભરાઇને તેમને પાછળ હટવું પડયું. સાથેજ સઇદ બીન ઝયદે વચમાંથી નીકળીને હુમલો કરી દીધો. રૂમી દુર સુધી હઠતા ચાલ્યા ગયા. હ૦ ખાલીદે બુમ પાડીને કહ્યું કે: બહાદુર મુસલમાનો! દુશમનો અવ્યવસ્થિત થઇ ગયા છે. હવે એકાદ હુમલામાંજ કામ થઇ જશે. હીમ્મતથી આગળ વધો અને તુટી પડો. આ સાદે મુસલમાનોને અજબ ઉશ્કેરી દીધા અને ખરેજ, જયારે તેમને હ૦ ખાલીદ (રદી૦)નો કાળો ઉકાબી વાવટો રૂમીઓના લશકરની વચ્ચો વચમાં ઉડતો દેખાયો હતો. પછી તેઓ ત્યાં પહોંચવાની કોશીશ શા માટે નહી કરતે. રૂમીઓ હવે અહીં સુધી પાછળ હટતા ચાલ્યા આવ્યા કે મયદાનને છેડે જે નાળુ હતું, તેના કાઠા સુધી આવી ગયા, અને થોડી વારમાં તેમની લાશોથી તે નાળું પણ ભરાઇ ગયું. મયદાન ખાલી થઇ ગયું અને જયારે રૂમીઓનો એક પણ સીપાહી દેખાયો નહી ત્યારે બધાએ એક બીજાને મુબારકબાદી આપી અને ગનીમતનો માલ જમા કરવા લાગ્યા. જેમાં અગણીત કીમતી સામાન, સોનું, ચાંદી, ઉંટ, ઘોડા અને દરેક જાતનો અનાજ વગયરહ સરસામાન એટલી સંખ્યામાં હતો કે તેના મુકાબિલામાં જે રકમો રૂમીઓ તરફથી બાહાન મુસલમાનોને આપવા માગતો હતો, બીલકુલ બીસાતમાં ન હતી.

રૂમીઓના જેટલા માણસ માર્યા ગયા તેમની સંખ્યામાં મતભેદ છે. તીબરી અને આઝદીએ લાખ કરતાં વધારે સંખ્યા બતાવી છે. બલાઝરીએ સીત્તેર હઝાર લખ્યું છે. મુસલમાનો તરફના ત્રણ હઝારનું નુકસાન થયું, બાહાન જે જીવ બચાવીને ન્હાસી ગયો હતો, સાંજે તેનાજ ખીમામાં હ૦ ખાલીદ (રદી૦)એ આરામ ફરમાવ્યો. અને બીજા દીને ગનીમતનો માલ ફતહની ખુશખબરી સાથે દારૂલ ખીલાફતમાં અબુ અબીદાયે મોકલીને ફતહ માટેની દુઆ ચાહી. જેના પહોંચવા પર ખલીફએ રસુલુલ્લાહ (સલ૦) એટલા ખુશ થયા અને હ૦ ખાલીદ (રદી૦)ના હકમાં એવા કલમા ઉચ્ચાર્યા કે એનાથી પહેલાં સાંભળવામાં આવ્યા ન હતા.

આ જંગમાં મુસલમાનોમાંથી ઇકરમા બીન અબી જહલ, હ૦ ખાલીદ (રદી૦)ના પીત્રાઇ ભાઇ, ઝરોર બીન અઝવર, હાશિમ બીન અલ–

આસ, અબાન, સઇદ વઅયરહુમ થોડાક એવા બહાદુર પણ માર્યા ગયા કે જેમના ખોવાઇ જવાથી મુસલમાનોને સામાન્ય અને ખાલીદ (રદી૦)ને ખાસ કરીને ઘણોજ રન્જ થયો પરંતુ તકદીર આગળ સબ્ર અને શુક્ર કરવો પડયો.

---

## કન્સરીનની લડાઇ.

હ૦ અબુ ઓબયદહ (રદી૦) યર્મુકથી હુમસ પાછા આવ્યા અને હઝરત ખાલીદ (રદી૦)ને કન્સરીન રવાના કર્યા. અહીંની રૂમી ફવજનો કમાન્ડર બહાદુર સરદાર મીનાસ હતો. તેણે કન્સરીનથી થોડાક માઇલ આગળ વધીને રણસંગ્રામ કાયમ કર્યું અને અંતિમ બહાદુરીથી લડયો. પરંતુ હ૦ ખાલીદ (રદી૦) અને તેમના જાંનીસારોની સામે તેમની એક પણ યુકિત ચાલી નહી. હાર ખાઇ ન્હાસી છુટી કિલ્લામાં ભરાયો. પછી તે જઝયો આપવાને કબુલી સુલ્હ કરી લીધી. આ શહેર એક સરહદી નહેર અને ભયંકર સ્થળ હતું એ માટે લડાયક જરૂરતને અંગે એના ગઢની દીવારો તોડી પાડવામાં આવી. બાકી દરેક રીતે શહેરવાળાઓનું રક્ષણ કરવામાં આવ્યું અને છુટછાટ મુકવામાં આવી. આ ફત્હ પછી હ૦ ખાલીદ (રદી૦) શાહે હલબની તરફ રૂખ કર્યો. જે ત્યાંથી નઝદીક હતો. જો કે આ વેળા હ૦ ખાલીદ (રદી૦)ની સાથે એક હજાર સવારથી વધારે ન હતા. પરંતુ તે ખાલીદ (રદી૦)ની રવાનગી અને તેમનુ નામ સાંભળતાંજ, કુસ્તુનતુન્યા ન્હાસી છુટયો.

કન્સરીનની ફત્હ પછી હલબ અને અનતાકિયા ઘણી આસાનીની સાથે ફત્હ થઇ ગયા. અને તે પછી અબુ ઓબયદાએ ચારે તરફ લશકર ફેલાવી દીધું. અનતાકિયાની આસપાસમાં બુગરાસ કરીને એક સ્થળ હતું અહીં અરબના અનેક કબીલા ગસ્સાન, તનુખ, અયાદ વીગેરે રૂમીઓ પાસે જવાની તઇયારી કરી રહયા હતા. હબીબ બીન મુસલ્લમાયે તેઓ પર હુમ્લો કર્યો અને ધમસાણનુ યુદ્ધ થયું. હઝારો કત્લ થયા. હ૦ ખાલીદ (રદી૦)એ મઅરશપર હુમલો કર્યો અને આ શર્તે સુલ્હ થઇ ગઇ કે ઇસાઇઓ શહેર છોડીને ચલ્યા જાય.

હિજરી સન ૧૬ અને ઇસ્વી સન ૬૩૭ એ જયારે હ૦ અબુ ઓબયદા (રદી૦) શામના છેલ્લા જીલ્લા કન્સરીન વીગેરેને ફત્હ કરી લીધા

ત્યારે ફુરસત પામીને બયતુલ મુકદદસ તરફ કુચ કરી. ઇસાઇયોએ હીમ્મત હારી જઇને સુલ્હની દરખાસ્ત કરી અને વધુ સંતોષ માટે વધારાની આ શર્ત રજુ કરી કે હ૦ ઉમર (રદી૦) પોતે અહીં આવે અને સુલ્હનુ કરારનામુ તેમના મુબારક હાથે લખાય. અબુ ઓબયદહ (રદી૦)એ હ૦ ઉમર (રદી૦)ને પત્ર લખ્યો અને તેઓ રજબ સન હિજરી ૧૬ માં મદીનએ મુનવ્વરામાંથી રવાના થયા. તમામ સરદારોને ખબર આપવામાં આવી ચુકી હતી કે જાબિયામાં આવીને તેમને મળે. ખબર મુજબ યઝીદ બીન અબી સુફયાન અને હ૦ ખાલીદ બીન વલીદ (રદી૦)એ અહીંયા સ્વાગત કર્યો અને અહીંજ બયતુલ મુકદદસનુ કરારનામુ લખવામાં આવ્યુ. હવે જોકે શામનો પ્રદેશ ફત્હ થઇ ચુકયો હતો, એ માટે હ૦ ઉમર (રદી૦)એ ગવર્નરોની નીમણુંક કરવાનુ કાર્ય હાથ ધર્યું. કનસરીન જે શામ અને એશીયાઇ કોચકમાં એક સરહદી સ્થળ હતું ત્યાંને માટે હ૦ ખાલીદ (રદી૦) ચુંટવામાં આવ્યા, કે જેમના નામથી દુશમનો કાંપતા હતા અને તેમનો ફવજી રવબ લાખોની સંખ્યાનુ કામ કરતો હતો.

---

## હુમસ ઉપર ઇસાઇઓની બીજી વાર ચઢાઇ.

### હીજરી સન ૧૭ અને ઇસવી સન ૬૩૮.

ઇસ્લામી ફત્હો પછી તેમની સત્તા દિન બદિન વધતી જતી અને ઇસ્લામી રાજ્યની આણ ચારે તરફ પ્રસરતી જતી જોઇને, પાડોશી રાજ્યોને આપ મેળે ભય ઉપસ્થિત થયો કે એક દિને અમારી પણ વારી છે. જેથી કરીને જઝીરાવાળાઓ કયસરને લખ્યું કે નવેસરથી હીમ્મત કરો, અમે સાથ આપવા તઇયાર છીએ. અંતે કયસરે એક મોટી ફવજ હુમસ તરફ રવાના કરી અને અહીંથી જઝીરાવાળા ત્રીસ હજારની સંખ્યા સાથે શામની તરફ વધ્યા.

અબુ ઉબયદા (રદી૦)એ પણ અહીં તહીંથી ફવજો ભેગી કરીને હુમસની બાહિર મયદાનમાં લશકર ઉતાર્યું અને સાથેજ હ૦ ઉમર (રદી૦) ને આ બધી વીગત લખી મોકલી. હ૦ ઉમર (રદી૦)એ આંઠ મોટા મોટા ફવજી કેમ્પો કાયમ કરી રાખ્યા હતા. અને દરેક ઠેકાણે ચાર ચાર હજાર ઘોડા માત્ર એટલાજ માટે તઇયાર રહેતા હતા કે કોઇ અચાનક પ્રસંગ

ઉપસ્થિત થઇ જાય તો, તત્કાળ દરેક જગ્યાએથી લશ્કર મારતે ઘોડે પ્રસંગે પહોંચી જાય. અબુ ઓબયદાનો પત્ર આવ્યો, ત્યારે દરેક તરફ કાસીદ દોડાવવામાં આવ્યા. કઅકાઅ બીન ઉમર જે કુફામાં હતા, તેમને લખવામાં આવ્યું કે તત્કાળ ચાર હજાર સવાર લઇને હુમસ પહોંચો. અને સુહેલ અદદીને હુકમ મોકલ્યો કે જઝીરાવાળાઓને હુમસની તરફ વધવા ન દે વલીદ બીન ઉકબાને જઝીરા પહોંચીને તે અરબ કબીલાને રોકવાને માટે નીમ્યા. હ૦ ઉમર (રદી૦) એટલાથીજ નહી અટકતાં, પોતે ખુદ મદીનાથી રવાના થઇને દમિશ્ક આવ્યા. જઝીરાવાળાઓએ જયારે સાંભળ્યું કે ખુદ તેમના મુલ્કમાં મુસલમાનોના કદમ આવી ગયા તો, હુંમસનો ઘેરો ઉપાડી લઇને જઝીરે ચાલ્યા ગયા. અરબના કબીલા જેઓ ઇસાઇઓની મદદે આવ્યા હતા તેઓ પણ પરતાયા. અને છુપી રીતે હ૦ ખાલીદ (રદી૦)ને સંદેશો મોકલ્યો કે તમારી મરઝી હોય તો અમે આ વખતે અથવા બરાબર ટાંકણે ઇસાઇઓથી અલગ થઇ જઇએ. ખાલીદ (રદી૦) કહેણ મોકલાવ્યું કે અફસોસ! હું બીજા શખ્સ અબુ ઓબયદા (રદી૦)ના હાથમાં છું અને તેઓ હુમલો કરવાને માટે બીલકુલ રાજી નથી. મ્હારા હાથમાં સત્તા હોત તો, મને તમારા ચાલ્યા જવાની અથવા રોકાવાની ઝર્રા પણ પરવાહ ન હતી. છતાં જો તમે સત્ય પુરૂષ છો તો ઘેરો ઉપાડીને બીજે કયાં ચાલ્યા જાઓ. અહીં ફવજે અબુ ઓબયદાને દબાણ કર્યું કે હુમલો કરવાની રજા મળે. તેમણે હ૦ ખાલીદ (રદી૦)ને પુછ્યું, તેમણે કહ્યું કે મારો જે વીચાર છે તે બધા જણ જાણે છે. ઇસાઇ હમેશાં વધુ પ્રમાણના બળેજ લડે છે. હવે તે પણ નથી, પછી કઇ વાતની બીતી છે!

સારાંશ લડાઇની તઇયારી થઇ અને અબુ ઓબયદા (રદી૦) ફવજના વચલા ભાગમાં, અને ખાલીદ (રદી૦) ડાબી અને સીધી બાજુ સંભાળી લઇને આગળ વધ્યા. મુસલમાનોના હુમલાની સાથેજ કબીલાઓ, હઝરત ખાલીદ (રદી૦)ની સાથે કરાર થયા પ્રમાણે છિન્નં વિછિન્ન થઇ જઇને પાછળ હઠયા. તેમના હઠવાની સાથેજ ઇસાઇઓ માત્ર થોડી વાર ટકીને, બદ હવાસી સાથે ન્હાસ્યા અને ગરજુદદીબાજ સુધી તેમના પગ ટકયા નહી આ છેલ્લી લડાઇ હતી, જેની છેડતી ખુદ ઇસાઇયો તરફથી થઇ હતી અને એ પછી તેમને કદીપણ છેડતી કરવાની હીમ્મત પડી નહી.

---

# હ૦ ખાલીદ રદી૦ પદભ્રષ્ટ.

ઇતિહાસકારોનુ વર્ણન છે કે હ૦ ઉમર (રદી૦) રાજ્ય લગામ હાથ લીધી તે, પછી પહેલો હુકમ જે આપ્યો તે આ હતો કે ખાલીદ (રદી૦) પદભ્રષ્ટ કરવામાં આવે. ઇબ્નુલઅસીર વગયરહ એજ લખતા આવ્યા છે. પરંતુ આ તેમની ભુલ છે. અફસોસ છે કે ઇબ્નુલ અસીરને પોતાને પોતાના જુદા જુદા વર્ણનની શુદ્ધિયે નથી. પોતેજ હિજરી સન ૧૩ ના બનાવોમાં તેમના પદભ્રષ્ટ થવાનું લખે છે અને પોતેજ હીજરી સન ૧૭ માં તેમના પદભ્રષ્ટ માટે જુદુ શિર્ષક આંપ્યા છે અને બન્ને જગ્યાએ એકજ કથની કથી છે.

હકીકત આ છે કે હઝરત ખાલિદ (રદી૦) ની કેટલીક વધુ પડતી સત્તાના કારણે મુદદતથી નારાજ હતા. છતાં, શુરૂઆતમાંજ તેઓથી કઇ કહેવું મુનાસીબ ધાર્યુ નહિ. પરંતુ હઝરત ખાલિદ (રદી૦) ની આદત હતી કે તેઓ હિસાબના કાગઝો ખિલાફતના દરબારમાં મોકલતા નહતા; એ માટે તેમને તાકીદ લખવામાં આવી કે હવેથી એમ થવું જોઇએ નહિ. ખાલિદ (રદી૦) એ જવાબમાં લખ્યું કે હું હઝરત અબુબકર (રદી૦) ના સમયથીજ એમ વર્તતો આવ્યો છું. અને હવે તેની વિરૂધ વર્તી શકતો નથી. હઝરત ઉમર (રદી૦) ને તેમની આ ખુદ મુખતારી કેવી રીતે પસંદ આવી શકતી હતી અને તેઓ બયતુલ–માલની રકમને એવી રીતે વિના વીચાર્યે કેમ કોઇના હાથમાં આપી શકતા હતા ! આ ઉપરથી તેમણે હઝરત ખાલિદ (રદી૦) ને લખી મોકલ્યું કે તમે આ શર્તે સિપેહ-સાલારીના પદ ઉપર કાયમ રહી શકો છો કે ફવજના ખર્ચનો હીસાબ હંમેશા મોકલતા રહો. ખાલિદ (રદી૦) એ શરતનો અસ્વીકાર કર્યો અને આ કારણે તેઓ સિપહસાલારીના ઓહદાપરથી ભ્રષ્ટ કરી દેવામાં આવ્યા આ બનાવને હાફિઝ ઇબ્ને હજરે કિતાબુલ અસાબામાં હઝરત ખાલીદ (રદી૦) ના વૃત્તાંતમાં વિગતવાર લખ્યું છે અને આ ઘટના સન હિજરી ૧૩ ની છે.

પરંતુ અસલ બિના આ છે કે તેમને પદ ભ્રષ્ટ કરવામાં આવ્યા નહિ. બલકે અબુ ઓબયદહ (રદી૦) ના હાથ હેઠળ કરી દેવામાં આવ્યા. એ પછી હીજરી સન ૧૭ અને ઇસવી સન ૬૩૮ માં આ બનાવ બન્યો

કે હઝરત ખાલિદ (રદી૦) એ એક કવિને દશ હઝાર રૂપીયા ઇનામ આપ્યા. ખબર પત્રીઓએ હઝરત ઉમર (રદી૦) ને તેજ વેળા આ ખબર પહોંચાડી. હઝરત ઉમર (રદી૦) એ અબુ ઓબયદહને પત્ર લખ્યો કે ખાલિદ (રદી૦) એ આ ઇનામ પોતાની પાસેથી આપ્યું છે તો, ઇસરાફ કર્યો અને બયતુલ માલમાંથી આપ્યું છે તો, ખિયાનત કરી, બન્ને રીતે, તેઓ પદભ્રષ્ટને પાત્ર છે.

હઝરત ખાલિદ (રદી૦) જે બીનાએ પદ ભ્રષ્ટ થયા તે, સાંભળવા પાત્ર છે. કાસિદે, જે પદભ્રષ્ટિનો પત્ર લઇને આવ્યો હતો, ભર સભામાં ખાલિદ (રદી૦) ને પુછ્યું કે આ ઇનામ તમે કયાંથી આપ્યું? ખાલિદ (રદી૦) જો પોતાની ભુલ કબુલ કરી લેતે તો, હઝરત ઉમર (રદી૦) નો હુકમ હતો કે તેમને મુઆફ કરી દેવામાં આવે. પરંતુ, તેઓ પોતાની ભુલ કબુલવા તઇયાર નહતા. લાચારીએ કાસિદે પદભ્રષ્ટિના ચિન્હ તરીકે તેમના માથા ઉપરથી ટોપી ઉતારી લીધી અને તેમની શિક્ષા માટે તેમનીજ પાઘડીથી તેમની ગરદન બાંધી. આ બનાવ કંઇ ઓછો સખ્દોશ્ચાર્ય ઉપજાવનારો નહતો કે એવો મોટો સીપેહસાલાર, જેની જોડનો આખા આલમે ઇસ્લામમાં કોઇ શખ્સ નહતો અને જેની તલવારે ઇરાક અને શામનો ફયસલો કરી દીધો હતો એવી રીતે અપમાનિત કરવામાં આવી રહયો છે અને બીલકુલ ચું કે ચાં કરતો નથી!!! આ બનાવથી એક તરફ તો, હઝરત ખાલીદ (રદી૦) ની નેક નફસી અને હક પરસ્તીનો સચોટ પુરાવો મળે છે અને બીજી તરફ હઝરત ઉમર (રદી૦) ની સત્તા અને રૂઆબની તુલના થાય છે.

હઝરત ખાલિદ (રદી૦) એ હુમસ પહોંચીને, પોતાના પદભ્રષ્ટ માટે એક ભાષણ કર્યું. ભાષણમાં આ પણ હતું કે અમીરૂલ મો'અમિનીન હ૦ ઉમર (રદી૦) એ મને શામનો અફસર મુકર્રર કર્યો અને જયારે મ્હેં આખા શામને ફતહ કરી લીધો ત્યારે, મને પદભ્રષ્ટ કર્યો. આ વાકયથી એક સિપાહી ઉભો થઇ, બોલી ઉઠયો: હે સરદાર! ચુપ રહો!! આવી વાતોથી ફિતનો ઉભો થઇ શકે છે. ખાલિદ (રદી૦) એ કહ્યું કે: હા, થઇ શકે છે પરંતુ હ૦ ઉમર (રદી૦) ના હોવાથી, એની કંઇ પણ બીતી નથીજ.

ખાલિદ (રદી૦) મદીના આવ્યા અને હઝરત ઉમર (રદી૦) ની

સેવામાં હાજર થઇને બોલ્યા: ખુદાના કસમ! તમે મ્હારા મુઆમિલામાં અન્યાય કર્યો છે. હઝરત ઉમર (રદી૦) એ કહ્યું કે: તમારી પાસે એટલી બધી દવલત કયાંથી આવી! ખાલિદ (રદી૦) એ કહ્યું: ગનીમતના માલમાંથી. એમ કહીને બોલ્યા કે, સાઠ હઝારથી જેટલી વધુ રકમ નીકળે તે, હું તમારે હવાલે કરૂં છું. વીસ હઝાર રૂપીયા વધારે નીકળ્યા, જેને તેઓએ બયતુલ માલમાં દાખીલ કરી દેવામાં આવ્યા. હઝરત ઉમર (રદી૦) હઝરત ખાલીદ (રદી૦) ને સંબોધીને બોલ્યા: ખાલિદ ખુદાના કસમ! તમે મને પ્રિય પણ છો અને હું તમારી ઇઝઝત પણ કરૂં છું." એમ કહીને બધા ગવર્નરોને લખી મોકલ્યું કે મેં ખાલિદ (રદી૦) ને નારાઝીથી અથવા ખિયાનતના કારણે પદભ્રષ્ટ નથી કર્યો પરંતુ, મ્હેં જોયું કે લોકો તેમના પ્રેમી બનતા જાય છે, એ માટે મ્હેં તેમનું પદભ્રષ્ટ કરવાનું મુનાસિબ ધાર્યું. કે જેથી ફરીને લોકો આ સમજી લે કે જે કંઇ કરે છે તે, ખુદા કરે છે. આ બનાવથી એક ટીકાકાર શખ્સ સમજી શકે છે કે ખાલિદ (રદી૦) ના પદભ્રષ્ટ થવાના શું કારણ હતા અને તેમાં શી શી મસલિહતો હતી. પદભ્રષ્ટ થયા પછી હઝરત ખાલિદ (રદી૦) એ હુમસને પોતાનુ વતન બનાવી લીધું, અને ત્યાંજ વફાત પામ્યા.

---

## હઝરત ખાલિદ (રદી૦) ની વફાત.

હઝરત ખાલિદ (રદી૦) ની વફાતમાં મતભેદ છે. કેટલાકો કહે છે કે મદીનામાં વફાત પામયા અને કેટલાકો કહે છે કે હુમસમાં સ્વર્ગવાસી થયા. પરંતુ મદીના વફાત પામવું, સત્ય નથી જણાતું કારણ કે મદીનએ મુનવ્વરામાં હઝરત ખાલિદ (રદી૦) જેવા પ્રિય સિપહસાલાર અને ઇસ્લામના બહાદુર યોદ્ધાની કબ્રનાં ચિન્હ તો, હોવા જોઇતા હતા. ખરૂં એજ છે કે તેઓ હુમસમાં સન હિજરી ૨૧ માં વફાત પામયા. કેમકે હુમસમાં હજી સુધી તેમની કબરની નીશાની છે, જે હુમસની ઉત્તર બાઝુ કિલ્લાની બાહેર તરફ છે. અને સામાન્ય લોકો માટે બરકત પ્રાપ્ત કરવાનું સ્થાન છે. તેમણે મરવાની અગાઉ પોતાનો ઘોડો અને લડાયક શસ્ત્ર બયતુલ માલમાં આપી દીધા હતા. તેમણે મરતી વખતે જે શબ્દો ઉચ્ચાર્યા, તેનું તાત્પર્ય આ છે કે: હું સૌથી વધારે યુધ્ધોમા ભાગ લઇ ચુકયો છું અને મારા શરીરમાં એક વેંત પણ એવી જગ્યા નથી કે જયાં તીર, ભાલા કે

તલવારનો ઘા લાગ્યો ન હોય. પરંતુ અફસોસ કે શહાદતનો મરતબો મને પ્રાપ્ત ન થયો. અને હવે હું મારા પોતાના બિછાનામાં મરૂં છું.

હઝરત ખાલિદ (રદી૦) ની વફાત પર બની મુગીરહની સ્ત્રીઓ કરૂણ સાદે રૂદન કરવા લાગી. અમીરૂલ મો'અમિનીન હઝરત ઉમર (રદી૦) એ કહ્યું: અબુ સુલયમાન (હઝરત ખાલિદની ઓળખ છે) પર આ સ્ત્રીઓ જેટલું રડે, તેટલું ઓછું છે. અને એવા બહાદુર માટે જેટલા અશ્રુ પડે, ઓછા છે.

---

## હઝરત ખાલિદ (રદી૦) ની અવલાદ.

તેઓ વધુ છોકરા છૈયાવાળા હતા. તેમની અવલાદમાંથી ચાલીસ પુરૂષ તો, પ્લેગમાં, જે સન હીજરી ૧૮ માં શામ પ્રદેશમાં ફાટી નીકળ્યો, મરણને શરણે થયા હતા આ તેજ પ્લેગ છે, જેમાં હઝરત અબુ ઓબયદહ (રદી૦), મઆઝ બિન જબલ, યઝીદ બિન અબી સુફયાન વગેરે મળી પન્દર હઝાર મુજાહિદ સ્વર્ગવસી થઇ ગયા. કેટલાકો કહે છે કે હઝરત ખાલિદ (રદી૦) નું વંશ તુટી ગયું હતું. તેમનો મોટો પુત્ર અબુ સુલયમાન હતો, જેના કારણે તેમની ઓળખ અબુ સુલયમાન પડી ગઇ હતી. જે મીસર અથવા ફલસ્તીનની કોઇ લડાઇમાં શહીદ થઇ ગયા. તેમનો એક પુત્ર અબ્દુર્રહમાન હતો, જે સિફ્ફીનની લડાઇમાં શામીલ હતો અને હિજરી સન ૪૪ માં હઝરત મુઆવિયા (રદી૦) ની સાથે થઇને રૂમી પ્રદેશોમાં ઘણીજ શૌર્યતાથી લડયો હતો. તેમના વંશનું તુટી જવું, સત્ય નથી. કેમકે હુમસના પ્રદેશમાં એક કબીલો ખાલિદીયાના નામથી મશહુર છે જે ઘણું કરીને હઝરત ખાલિદ (રદી૦) નીજ અવલાદથી હોવો જોઇએ.

---

# ઇસલામની ફરયાદ.

બતા આજ મુસ્લીમ યેહ કયા હો રહા હય — કે જો બુત હય તેરા ખુદા હો રહા હય
ઝલાલતમેં તુ મુબતલા હો રહા હય — ગિરફતારે દામે બલા હો રહા હય

મુઝે આહ! કયસા મિટાયા હય તુને
બઢાને કે બદલે ઘટાયા હય તુને

મંય ફખ્ર મઝાહેબ હું રશકે જહાં હું — મંય ફિરદૌસ તવહીદકા ગુલસેતા હું
હરીમે નબુવ્વતકા મંય રાઝદાં હું — મગર આજ આમાદએ સદફેગાં હુ

ઇધર દેખ કિસ સિમ્તકો દેખતા હય
હય કિબલા ઇધર કિસતરફ સર ઝુકા હય

તેરે કલમએ હકસે બુત ઝુક ગએ થે — તેરે રો'બસે કસ્ર શાહી ગિરે થે
જીગર જંગજુયોંકે પાની હુવે થે — શયાતીં પહાડોમેં જાકર છુપે થે

તેરી ધાક દુન્યામેં હર સિમ્ત બયઠી
ગઝબ હય કે અબ તુ હય માઇલ બ પસ્તી

કભી ઉન્દલુસમેં ભી તેરા મકાં થા — એરાક અવર રૂમાકા તું હુકમરાં થા
તસરરૂફમેં તેરે યેહ સારા જહાં થા — નબીકી હુકુમતકા સિકકા રવાં થા

મમાલિકકો તેરે હરીફોંને લુંટા
ગઝબ હય નબીકા વતનભી ન છુટા

રેયા કિબ્રો નખ્વતકા પુતલા બના હય — કહાં તેરે દિલમેં વોહ સિદકો સફા હય
ઝબાં પર તો તેરે ખુદાહી ખુદા હય — મગર શગલે તકફીરસે વાસ્તા હય

ઉખુવત—મુરવ્વત ન બંદા નવાઝી
એઆનત એયાદત ન હય ચારાસાઝી

વોહ સિદ્દીકકી અબ સદાકત કહાં હય  વોહ ફારૂકકી અબ અદાલત કહાં હય
વોહ ઉસમાનકી અબ અમારત કહાં હય  વોહ હઝરત અલીકી શુજાઅત કહાં હય

કહાં હય સદાએ અઝાને બેલાલી
કહાં હય કહાં અબ વોહ તેગે હેલાલી

અલમ દીને અહમદકા ફિર તુ ઉઠાદે  શુજાઅતકા સિકકા દિલોં પર બિઠાદે
યેહ ઝુલમાતે કુફરો ઝલાલત મિટાદે  તું ફિર નુરે ઈમાંકી મશઅલ જલાદે

તેરા કવ કબે બખ્ત ફિર હો દરખશાં
કે જીસ્સે હો બરહમ યેહ બઝમે હરીફાં

ફિર એકબાર કારાન પર જલ્વગર હો  જો ગુમરાહ હંય ઉન્કા ફિર રાહબર હો
મેરે હાલ પર અબ કરમકી નઝર હો  તરહમકે દારૂએ દરદે જીગર હો

નહી તાબે ઈઝહારે ગમ બે ઝબાં હું
ખબર લે ખબર લે કે મંય નીમજાં હું

મેરી ગોદમેં ફિર હો હઝરત ઉમરસા  મુઝે દે ફિર યક **ખાલિદે** નામવરસા
મિટાએં જો ફિર મિલ્લતે ગબ્રો તરસા  કરેં મુઝકો તાબાં વોહ શમ્શો કમરસા

મેરા તરજમાને ગમે દિલ હય તુહી
યેહ પયગામ મુસ્લિમકો પોંહચાદે રૂહી



---

છપાવી પ્રગટ કરનાર મહમ્મદ શરીફ દાદુમીયાં શરીફ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યુ અને ઉપલેજ ઠેકાણેથી પ્રસીદ્ધ કર્યું,